# હિંદુસ્તાનના

# વેપાર ઉદ્યોગનો નાશ

મેજર બી. ડી. બસુ

# હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ

મૂળ લેખકઃ

મૅજર બી૦ ડી૦ બસુ

ઇંડિયન મેડિકલ સર્વિસ-રીટાયર્ડ

ગોપાલદાસ જીવાભાઈ પટેલ.

ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

પ્રકાશક:

એસ. જે. શાહ.

માદલપુર – અમદાવાદ.

૧૯૩૦

( મૂળ લેખકની અર્પણપત્રિકા )

જેઓ હિંદુસ્તાનના
ઔદ્યોગિક વિકાસ
માટે મથી રહ્યા છે
તે બધાને.

# અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| ગોવિંદનું ખેતર અને બીજી વાતો ( ધૂમકેતુ ) | ૦)= |
| વીરાંગના અને બીજી વાતો ,, | ૦)= |
| બીલોરી પહાડ ( રમણલાલ નાનાલાલ ) | ૦)≡ |
| આધ્યાત્મિક વિકાસક્રમ ( પં. સુખલાલજી ) | ૦ા= |
| મહાવીર જીવનનો મહિમા ( પં. બેચરદાસ ) | ૦)= |
| અનેકાન્તવાદની મર્યાદા ( પં. સુખલાલજી ) | ૦)= |
| પા પા પગલી ( રમણલાલ નાનાલાલ ) | ૦ાા |
| મીઠાવેરો યાને હિન્દની પાયમાલીની કરૂણકથા | ૦)= |

( પૂજ્ય મહાત્માજી, છગનલાલ નથુભાઈ જોશી, મહાદેવ હરિભાઇ દેશાઇ વગેરેના લેખોનો સંગ્રહ )

| | |
|---|---|
| ગાંધીજીના ઉદ્ગારો અને મીઠાવેરો ભા. ૨ જો | ૦)– |
| ખેડૂતની ખરાબી ( મોહનલાલ કામેશ્વર પંડયા ) | ૦)– |
| હૃદયપલટો અને અદ્ભુત બલિદાન | ૦)– |

( પ્રસિદ્ધ ઉપન્યાસ લેખક પ્રેમચંદજીની, આજના પ્રસંગને અનુરૂપ, સરઘસ ઉપર એક વાર્તા )

| | |
|---|---|
| સ્વતંત્રતાનાં ગીતો | ૦)– |



# અનુક્રમણિકા.



---

# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | પાન | લીટી | શુદ્ધ. |
|---|---|---|---|
| નિબઘો | ૪ | ૧ | નિબંધો |
| હિંદુસ્થાન | ૯ | ૧ | હિંદુસ્તાન |
| હિંદુસ્તાનનો | ૧૪ | ૧ | હિંદુસ્તાનના |
| ખુલ્લાં | ૧૪ | ૧૭ | ખુલ્લો |
| મુકવાને | ૧૬ | ૬ | મૂકવાને |
| ચૅામસ | ૧૬ | ૨૨ | ચૅામસ |
| ત | ૩૩ | ૧૦ | તે |
| તેમા | ૪૬ | ૮ | તેમાં |
| ર્ષવ | ૫૬ | ૪ | વર્ષ |
| વેઠવા | ૫૮ | ૧૨ | વેઠવી |
| ૦૭૮ | ૬૪ | ૧૧ | ૦.૭૮ |
| ૧૪૨ | ૬૪ | ૧૫ | ૧.૪૨ |
| ૧૮૭ | ૬૪ | ૨૭ | ૧૮.૭ |
| ઉન | ૭૩ | ૨૨ | ઊન |
| લોકો કહ્યું | ૭૭ | ૩૧ | લોકો માટે કહ્યું છે. |
| બને | ૮૧ | ૯ | બંને |
| ચલાવવામ | ૮૧ | ૧૪ | ચલાવવામાં |
| ઈંડિયા | ૮૧ | ૨૦ | ઇસ્ટ ઈંડિયા |
| રાજસાત્ત | ૮૨ | ૬ | રાજસત્તા |
| કરવાવાં | ૧૦૭ | ૨૮ | કરવામાં |
| ચાવીઓ | ૧૧૬ | ૩ | કુંચીઓ |
| બજા | ૧૩૫ | ૧૧ | બીજા |
| એકો | ૧૩૭ | ૧૯ | એંકો |
| હિંદુસ્તાનને, મટે | ૧૪૦ | ૧૪ | હિંદુસ્તાનને માટે |
| હશે તેના | ૧૫૨ | ૨૪ | હશે તો તેના |
| ઉપર તો જકાત | ૧૫૨ | ૨૪ | ઉપર જકાત |

હે સમસ્ત પ્રજાઓના અધિનાયક ! જ્યાં સુધી હિંદુસ્તાન પોતાની લડતમાં સફળતા ન મેળવે અને સ્વતંત્ર દેશ ન બને, ત્યાં સુધી, તું તેના લોકોને સ્વદેશી અને બહિષ્કારની ચળવળ જુસ્સાથી ચલાવ્યા કરવાની શક્તિ આપ.

આ જ પુસ્તકનું પૃ૦ ૧૬૪

* * *  
* *  
*

* * *  
* *  
*

* * *  
* *  
*

દરેક ઘરમાં રેંટિયો દાખલ થવો જોઇએ અને દરેક જણે ખાદી પહેરવી જોઇએ. આની અંદર હિંદુસ્તાનની મુક્તિ રહેલી છે.

આ જ પુસ્તકનું પૃ૦ ૧૬૪

# ઉપોદ્ઘાત

અંગ્રેજોના આવતા પહેલાં હિંદુસ્તાન ખેતી ઉપરાંત વેપાર ઉદ્યોગમાં પણ ખૂબ આગળ વધેલો હતો.

" નાઇલ નદી ઉપર ધ્યાન ધરતા પીરામિડો અસ્તિત્વમાં પણ આવ્યા ન હતા, તેમજ પાશ્ચાત્ય–સંસ્કૃતિને પારણે ઝુલાવનાર ગ્રીસ અને રોમમાં જ્યારે માત્ર જંગલી પ્રાણીઓ જ ઘુરકી રહ્યાં હતાં તે વખત પહેલાં તો હિંદુસ્તાન ધન અને સમૃદ્ધિનું સામ્રાજ્ય ભોગવતો થઇ ગયો હતો. ત્યાંની ઉદ્યમી પ્રજાએ આખા દેશને પોતાના ઉદ્યોગ–હુન્નર વડે સમૃદ્ધ કરી મૂક્યો હતો તથા ખેડૂતની મજૂરીના બદલામાં કુદરત પણ દર વર્ષે પોતાના ભંડારમાંથી અદ્‌ભુત પદાર્થોનો પાક તેના ખેતરમાં ભરી દેતી હતી. કુશળ કારીગરો, માતૃભૂમિએ આપેલા પદાર્થોમાંથી ક્યાંય ન મળે તેવા નાજુક અને સુંદર તાર બનાવી દેતા હતા; તથા ઈજનેરો તથા શિલ્પીઓ ભેગા થઇને એવાં બાંધકામો કરતા હતા કે જેમની શ્રેષ્ઠતાને આજ એક હજાર વર્ષ પછી પણ કોઇ હટાવી શકતું નથી...... હિંદુસ્તાનની પ્રાચીન સ્થિતિ કોઇ અસાધારણ સમૃદ્ધિવાળી હોવી જોઇએ.

( થૉર્ન્ટન :–" પ્રાચીન હિંદનું વર્ણન ". )

ખાસ કરીને તો તે પોતાના પોલાદ અને કાપડના ઉદ્યોગો માટે પ્રસિદ્ધ હતો. હિંદુસ્તાનના પોલાદના ઉદ્યોગ વિષે ડૉ૦ બેન્જામીન લખે છેઃ—

" ઇંગ્લેંડ પાછા ફર્યા પછી મેં, હિંદુસ્તાનના પોલાદ વિષે આપણા લોકોને શી માહિતી છે તથા તેના ઉપર જે પ્રયોગો

કરવામાં આવ્યા હતા તેનું પરિણામ શું આવ્યું છે તે જાણવાનો પ્રયત્ન કર્યો, અને જાણીતા યંત્ર બનાવનાર મી. સ્ટોડાર્ટનો પત્ર તેમની પરવાનગીથી વાંચકો આગળ રજુ કરતાં મને આનંદ થાય છે. મારે જોઇતી માહિતી માટે તેમની પાસે મને ડૉ. વીલ્કીન્સે મોકલ્યો હતો. એટલા ઉપરથી જ તે પત્રની અગત્ય અને તેના લેખકના નિષ્પક્ષપાતી તથા ખરા હોવાપણા વિષે વાંચકને ખાત્રી થઇ જશે. કાગળ નીચે પ્રમાણે છે:—

'તમારા માગ્યા મુજબ હું હિંદી પોલાદ વિષે બે વાત લખી મોકલું છું અને તે મારા પોતાના અનુભવો અને પ્રયોગોનું પરિણામ છે. મારા મત પ્રમાણે હિંદુસ્તાનથી પોલાદ જે સ્થિતિમાં આણવામાં આવે છે તે સ્થિતિમાં નાજુક, બારીક અને તીક્ષ્ણ ઓજારો બનાવવા માટે પૂરેપુરું લાયક નથી હોતું. તેની ઘનતા એક સરખી નથી હોતી. તેનું કારણ બીજું કાંઇ નહિ પણ તેને ઓગાળીને એક સરખી રીતે પૂરેપુરું મેળવવામાં આવેલું હોતું નથી. તેને ફરીવાર પૂરેપુરું મેળવી દેવાની જરૂર રહે છે. હું તેમ કરવામાં પૂરેપૂરો સફળ નીવડયો છું. હવે તે ખૂબ જ શુદ્ધ અને સંપૂર્ણ સ્થિતિમાં આવેલું છે, તથા મેં તેના આપણા ઢાળેલા પોલાદ જેવા સળિયા બનાવ્યા છે. તેમાંથી એકાદને હથોડાવતી ભાગી જોવામાં આવે તો તે કેવી ઊંચી જાતનું તથા કીમતી છે તે જણાઇ આવશે. બારીક તથા તીક્ષ્ણ ઓજારો અને ખાસ કરીને વાઢકાપ માટે વપરાતાં તીક્ષ્ણ ઓજારો બનાવવા માટે તે અત્યુત્તમ છે. તેને લાલચોળ તપાવ્યા પછી, ઠરી જવા આવ્યું હોય તેટલા ઠંડા પાણીમાં બોળવામાં આવે છે તો તે જોઇએ તેવું ખૂબ કઠણ થઇ જાય છે.

'વળી એક વાત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે હિંદી પોલાદના ઓજારને આપણા ઢાળેલા પોલાદ કરતાં ૪૦ કે ૫૦

ડીગ્રી વધારે પાણી ચઢાવવું પડે છે. દાખલા તરીકે આપણા ઢાળેલા પોલાદના ચપ્પુને થર્મોમીટરમાં પારો ૪૫° ડીગ્રી જેટલો ચઢે એટલે પાણી ચઢી રહે છે, પણ હિંદી પોલાદના ચપ્પુને ૪૯° ડીગ્રી જોઇશે. પરંતુ ત્યારબાદ તે બંનેમાં હિંદી પોલાદનો ચપ્પુ ચઢી જશે–ફક્ત તે બંનેને કારીગરે સરખી કાળજી અને કુશળતાથી તૈયાર કર્યા હોવા જોઇએ.

'ટૂંકામાં હિંદી પોલાદ આપણા દેશના ઉદ્યોગમાં અગત્યનો ભાગ ભજવશે એમ લાગે છે. બધા કુશળ કારીગરો એકે અવાજે જણાવે છે કે આપણું અંગ્રેજી પોલાદ ૩૦ કે ૪૦ વર્ષ પહેલાં હતું તેના કરતાં બહુ હલકી જાતનું થઇ ગયું છે. ખરી રીતે તો રાસાયનિક શાસ્ત્રે જ્યારે આટલી પ્રગતિ કરેલી છે ત્યારે આમ ન જ હોવું જોઇએ પણ વસ્તુસ્થિતિ આમ જ છે. હિંદી પોલાદને બીજી વખત ગાળવામાં થતું ખર્ચ અને મહેનત આપણા દેશમાં તેનો સર્વ સામાન્ય સ્વીકાર થવામાં આડે આવશે એવો મને ભય રહે છે. પણ જો હિંદી પોલાદ બનાવનારાઓને પોલાદ ઓગાળીને એક કરવાની વધારે સંપૂર્ણ રીતથી જાણીતા કરવામાં આવે તથા યાંત્રિક હથોડા વડે તેના સળિયા બનાવવાનું શીખવવામાં આવે તો તે અહીંના ઢાળેલા પોલાદ કરતાં મોંઘું ન પડે, તથા દેશને મહેસુલનું સારું સાધન થઇ પડે એમ મારું માનવું છે. મારી પાસે અત્યારે હિંદી પોલાદનો મોટો જથ્થો છે અને તેને હું ઘણા ઉપયોગમાં લેવાનો છું. જો મને વધારે સારું પોલાદ મળે તો તેજ લઉં પણ અત્યાર સુધી **મને મળેલા પોલાદમાં હિંદુસ્તાનનું પોલાદ બેશક સર્વોત્તમ છે.'**

(સ્ટેટીસ્ટીકલ ફ્રેગ્મેંટ્સ ઑન મૈસોર)

"હિંદુસ્તાનના અર્થશાસ્ત્ર ઉપર નિબંધો" નામના પોતાના પુસ્તકમાં મી૰ જસ્ટીસ રાનડે લખે છેઃ—

"અહીંનો લોખંડનો ઉદ્યોગ સ્થાનિક જરૂરિયાતો પૂરી પાડતો હતો એટલું જ નહિ પરંતુ અહીંથી તૈયાર માલ પરદેશ પણ ચઢતો. જે માલ તૈયાર થતો હતો તેની જાત પણ જગપ્રસિદ્ધ હતી. દિલ્હી પાસેનો પ્રખ્યાત લોહસ્તંભ કે જે ૧૫૦૦ વર્ષ પહેલાંનો તો છે જ તે પણ, તે વખતે આ દેશમાં ટીપેલું લોઢું તૈયાર કરવામાં કેટલી બધી કુશળતા હતી તે બતાવી આપે છે, અને તેનો ખ્યાલ આણવા પ્રયત્ન કરનાર દરેક જણ તેનાથી આશ્ચર્યચકિત થઇ જાય છે. 'જયોલોજિકલ સર્વે ઓફ ઇંડિયા' વાળા મી. બોલ કબુલ કરે છે કે થોડાં જ વર્ષ પહેલાં તો દુનિયાના મોટામાં મોટા કારખાનામાં પણ આવો થાંભલો બનાવવો અશક્ય જ હોત; અને હાલમાં પણ આટલા કદની વસ્તુ તૈયાર કરી શકે એવાં કારખાનાં પ્રમાણમાં બહુ જૂજ છે. આસામમાં મોટામાં મોટા કદની તોપો તૈયાર થતી. જગપ્રસિદ્ધ દમાસ્કસની તરવારો હિંદમાંથી જતા પોલાદની જ બનતી. અને તે પ્રાચીન કાળમાં પણ ઇરાની વેપારીઓને આખો રસ્તો વટાવી હિંદુસ્તાનમાંથી એ પોલાદ મેળવી એશિયામાં મોકલવાનું પરવડતું. ઓજારો બનાવવા માટે હિંદી પોલાદની માગણી એક વખત ઇંગ્લેંડમાં જ ખૂબ થતી હતી. પોલાદ અને ટીપેલા લોઢાના ઉદ્યોગમાં ઉંચા પ્રકારની આ સંપૂર્ણતા હિંદુસ્તાને બે હજાર વર્ષ પૂર્વે મેળવી હતી."

(પ્રથમ આવૃત્તિ: પાન. ૧૫૯–૬૦)

અને પોતાના કાપડના ઉદ્યોગથી તો તે પશ્ચિમના ખ્રિસ્તી દેશોનાં સ્ત્રીપુરુષોને ઢાંકતો હતો. ઇ. સ. ૧૬૮૮ની રાજ્યક્રાંતિ પછી જ્યારે રાણી મેરી પોતાના પતિની

સાથે ઇંગ્લેંડમાં આવી ત્યારે તે "હિંદુસ્તાનના રંગીન કેલીકો[1] કાપડ માટેની ફેશન લઇને આવી, અને તે થોડા જ વખતમાં પ્રજાના તમામ વર્ગોમાં ફેલાઇ *ગઈ" આ વાત તે વખતના અંગ્રેજી પરગજુ લોકોને ભાવતી ન આવી, તેથી તેમણે હિંદી કાપડના બહિષ્કારની ચળવળ ઉપાડી. લેકી જણાવે છે:—

"૧૭ મા સૈકાના અંતમાં સસ્તું અને સુંદર કૅલીકો, મસલીન અને છીંટનું કાપડ મોટા પ્રમાણમાં હિંદુસ્તાનથી ઇંગ્લેંડ આવવા લાગ્યું અને તે એટલું બધું લોકપ્રિય થઇ પડયું કે ઇંગ્લેંડના ઊનં અને રેશમનો માલ બનાવનારાઓ ગભરાઇ ઉઠયા. પરિણામે ઇ. સ. ૧૭૦૦ તથા ઇ. સ. ૧૭૨૧ માં (ખાસ દર્શાવેલા બહુ થોડા અપવાદો સિવાય) ઇંગ્લેંડમાં છાપેલા કે રંગેલા કૅલીકો કાપડને પોતાના પોષાક કે રાચરચીલા માટે વાપરવાની અને જેમાં રૂનો થોડો પણ ભાગ હોય એવા છાપેલા કે રંગેલા કાપડનો ઉપયોગ કરવાની સદંતર બંધી કરનારા કાયદા પાર્લામેન્ટે પસાર કર્યા."×

ખ્રિસ્તી ઇંગ્લેંડમાં તે વખતે "જો કોઇ સ્ત્રી હિંદી કાપડનો પોષાક પહેરે તો તે ફોજદારી ગુનો ગણાતો. ઈ. સ. ૧૭૬૬ માં ગીલ્ડ હૉલમાં એક સ્ત્રીનો ત્રણ હજાર રૂપિયા દંડ કરવામાં આવ્યો હતો કારણ કે તેનો રૂમાલ ફ્રેંચ કૅમ્બ્રીકનો +હતો."

---

૧ મસલીનથી થોડી જાડી છીંટનું છાપેલું કે રંગેલું કાપડ. (અનુ:)

* લેકીનો "૧૮ મા સૈકાના ઇંગ્લેંડનો ઇતિહાસ" ભા. ૨; પાન–૧૫૮

× સદર ભાગ ૭; પાન–૨૫૫–૨૨૬

+ સદર ભાગ ૭; પાન–૩૨૦

પણ તે વખતે ઇંગ્લેંડના હાથમાં હિંદુસ્તાનની રાજસત્તા આવી ન હતી. જ્યારે તેના હાથમાં તે સત્તા આવી ત્યારે તેણે હિંદી કાપડનો બહિષ્કાર કર્યો એટલુંજ નહિ પણ હિંદી ઉદ્યોગોનેજ તેણે ન્યાયી અને પ્રમાણિક કહી ન શકાય તેવાં પગલાં ભરીને કચરી નાખ્યા. અંગ્રેજ ઇતિહાસકાર લખે છે :—

" 'અનિયંત્રિત વેપાર 'ના સિદ્ધાંત પ્રમાણે દેશના વેપાર ઉપર રાજ્યનું કશું જ નિયંત્રણ ન હોવું જોઇએ પરંતુ તેને જેમ ચાલે તેમ ચાલવા દેવો જોઇએ. આ સિદ્ધાંત પ્રમાણે સ્વદેશી મોંઘા માલનું રક્ષણ કરવા પરદેશથી આવતા સોંઘા માલ ઉપર ભારે જકાતો ન નાખવી જોઇએ પરંતુ તેને નિર્વિઘ્ને દેશમાં પેસવા દેવો જોઇએ. પરંતુ હરકોઈ સમયે અને હરકોઇ સંજોગોમાં "અનિયંત્રિત વેપાર "નો સિદ્ધાંત સ્વીકારી શકાય નહિ એ વાતનું સચોટ ઉદાહરણ હિંદુસ્તાન સાથે સુતરાઉ કાપડના વેપારનો ઇતિહાસ પૂરું પાડે છે. તે ઉપરાંત જે દેશના કબજામાં હિંદુસ્તાન આવ્યો હતો તે દેશે તેને કેટલો અન્યાય કર્યો તેનું પણ તે ખેદજનક ઉદાહરણ છે. પાર્લામેંટે નીમેલી કમીટી આગળ રજુ થયેલી જુબાનીઓમાં જણાવવામાં આવ્યું હતું કે આજ સુધી (ઇ. સ. ૧૮૧૩) હિંદુસ્તાનનો સુતરાઉ અને રેશમી માલ ઇંગ્લેંડના બજારમાં ઇંગ્લેંડમાં બનેલા માલ કરતાં ૫૦ થી ૬૦ ટકા જેટલે સસ્તે ભાવે વેચી શકાતો હતો. પરિણામે અંગ્રેજી માલને રક્ષણ આપવા માટે હિંદુસ્તાનના માલની કિંમત ઉપર ૭૦ અને ૮૦ ટકા જેટલી જકાત નાખવી પડી – અથવા તો તે માલ વાપરવાની જ સદંતર બંધી કરવી પડી. જો આમ થયું ન હોત – જો આવી

અટકાયત જકાતો તથા મનાઇ હુકમો કર્યા ન હોત તો પેસ્લી અને માંચેસ્ટરની મીલો શરૂ થતાની સાથે જ બેસી ગઈ હોત અને પાછળથી વરાળયંત્રોની મદદવડે પણુ ભાગ્યે જ ચલાવી શકાત. તે મીલો હિંદી કારીગરને ભોગે ઉભી થઇ છે. જો હિંદુસ્તાન સ્વતંત્ર હોત તો તેણે પણુ સામો જવાબ વાળ્યો હોત અને અંગ્રેજી માલ ઉપર અટકાયત જકાતો નાખી પોતાના જામેલા ઉદ્યોગને નાશ પામતો બચાવ્યો હોત. પણુ તેને પોતાનો બચાવ કરવાની છૂટ આપવામાં ન આવી – તે પરદેશીઓના પંજામાં સપડાઇ ગયો હતો. આમ જે હરીફ સામે સીધી રીતે ફાવી ન શકાયું હોત તે હરીફને અંગ્રેજ કારીગરે રાજસત્તાના બળે દબાવી દઇને અંતે ગુંગળાવી નાંખ્યો.
(" બ્રિટિશ હિંદનો ઇતિહાસ " હૉરેસ હેમેન વીલ્સન. વૉ. ૧; પાન–૩૮૫)

બીજો અંગ્રેજ અમલદાર લખે છે :—

" દરેક જણુ જાણે છે કે પોતાના ધંધાની કુંચી કેટલી સાવચેતીથી ગુપ્ત રાખવામાં આવે છે. જો તમે ડૉલ્ટન કંપનીનું માટીકામ જોવા જશો તો તમને મીઠી વાતોથી જ બહાર કાઢવામાં આવશે. પણુ હિંદી કારીગર પાસેથી તેની છાપવાની અને બીજી કળાઓ માંચેસ્ટરના લોકોને શીખવાડવા માટે જુલમ કરીને કઢાવવામાં આવી. તથા ગરીબ હિંદી પ્રજા પાસેથી દર વર્ષે ૩૦ કરોડ રૂપિયા કઢાવવાનું માંચેસ્ટરના લોકોને શીખવાડવા માટે તેમને છપાવીને એક કીમતી પુસ્તક તૈયાર કરવામાં આવ્યું અને હિન્દુસ્તાનની પ્રજાને જ ખરચે તેની નકલો ત્યાંનાં વેપારી મંડળોને મફત આપવામાં આવી. આ બધું પ્રજાકીય અર્થશાસ્ત્ર કહેવાતું હશે પણુ ખરી રીતે તે કંઈક જૂદું જ છે.

( મૅજર જે. બી. કીથ. " પાયોનિયર "

સપ્ટે. ૭–૧૮૯૧. )

## ઇંગ્લેન્ડે પોતાના ઉદ્યોગો શી રીતે ઉભા કર્યા છે?

હિંદુસ્તાન પાસે અઢળક ધન છે એમ બહાર મનાતું હતું તેથી તેને બહારના લોકો " સુવર્ણભૂમિ " કહેતા હતા. વળી તે ઉદ્યોગ–હુન્નરમાં પણ સમૃદ્ધ હતું. ૧૫ મા અને ૧૬ મા સૈકામાં હિંદુસ્તાન પહોંચવાનો જળમાર્ગ શોધવા દરિયા પાસેની યુરોપીય પ્રજાઓ ભગીરથ પ્રયત્ન કરી રહી હતી તેનો હેતુ પણ હિંદુસ્તાનમાં પેદા થતો કાચો માલ તેમજ ત્યાંના કુશળ કારીગરોએ તૈયાર કરેલો પાકો માલ પોતાના દેશમાં લઇ આવવાનો હતો. પોતાનો કાચો તેમજ પાકો માલ વેચીને હિંદુસ્તાન આખી દુનિયામાંથી સોનું અને રૂપું પોતાને ત્યાં ખેંચતું હતું.

ડૉ. રૉબર્ટ્સન પોતાના " હિંદુસ્તાન વિષયક ઐતિહાસિક આલોચન " નામના ગ્રંથમાં ( લંડન–૧૮૭૭ ) ૧૮૦ મે પાને લખે છે કેઃ—

> પહેલેથી જ બધા યુગો દરમ્યાન ચારે બાજુથી સોનું અને રૂપું –તેમાં ખાસ કરીને રૂપું મોટા નફા સાથે હિંદુસ્તાન ચઢાવવામાં આવ્યું છે. દુનિયામાં એક પણ દેશ એવો નથી કે જ્યાંના વતનીઓને જીવનની જરૂરિયાતો માટે કે મોજશોખની ચીજો માટે પારકા દેશ ઉપર આટલો ઓછો આધાર રાખવો પડતો હોય. અનુકૂળ કુદરતની મીઠી નજર, તથા ફળદ્રુપ જમીન–અને ઉપરાંતમાં તેમની પોતાની કુશળતા–આ ત્રણને કારણે તેઓ જે ધારે છે તે બનાવે છે. તેથી તેમની સાથેનો વેપાર પરાપૂર્વથી સતત ચાલ્યો આવે છે. અને તેમની અદ્ભૂત કારીગરીના

બદલામાં ઉપર જણાવેલી કીમતી ધાતુઓ તેમને ત્યાં ઠાલવવામાં આવે છે.”

વળી તે લખે છેઃ—

“ બધા યુગોમાં હિંદુસ્તાન સાથેનો વેપાર એક જ પ્રકારનો હતો. અત્યારે જે ચીજો તે બધી પ્રજાઓને પૂરી પાડે છે તે ખરીદવા એ જ પ્રમાણે સોનું અને રૂપું પણ ત્યાં સતત લઇ જવામાં આવતું હતું. પ્લીનીના સમયથી ( ઇ. સ. ૧૧૩ ) માંડીને ઠેઠ અત્યાર સુધી હિંદુસ્તાનને એક એવો ઊંડો ખાડો માનવામાં અને વર્ણવવામાં આવ્યો છે કે જેમાં બધા દેશોમાંથી સતત આવતી અને કદી પાછી ન ફરતી અઢળક સંપત્તિ હજમ થઇ જાય છે.”

( પાન–૨૦૩ )

પણ જ્યારે ઇંગ્લેંડના હાથમાં હિંદુસ્તાનની રાજસત્તા આવી ત્યારે તેણે હિંદુસ્તાનને સારી રીતે ઉલેચવા માંડયું. તેનો ઉલ્લેખ થૉમસ કેંપબેલે નીચે પ્રમાણે કર્યો છેઃ—

હિંદુસ્તાનના ભવ્ય મુલકનાં<br>
રત્નો અને પારકાં રાજ્યોમાંથી<br>
લૂંટી આણેલી સંપત્તિના ઢગલાવાળું.

આ “હિંદુસ્તાનમાંની લૂંટ ”ને પ્રતાપે જ ઇંગ્લેંડ પૈસાદાર થયું છે, તથા પોતાના ઉદ્યોગો ઉભા કરી શકયું છે. બ્રુકસ આડમ્સે પોતાના “ ચડતી પડતીનો નિયમ ” એ નામના પુસ્તકમાં કરેલા લખાણથી એ વાત સિદ્ધ થાય છેઃ—

“ હિંદુસ્તાનનો ભંડાર અહીં ઠલવાવા માંડતાં જ દેશ પાસે રોકડનાણું સારા પ્રમાણમાં વધી ગયું. આમ થવાથી દેશમાં

શક્તિનો સંગ્રહ વધ્યો એટલું જ નહિ પણ તે શક્તિને ગમે ત્યાં ફેરવવાનું અને તેની ગતિને જોઇએ તેટલો વેગ આપવાનું શક્ય બન્યું. પ્લાસીના યુદ્ધ પછી તરત જ બંગાળાની લૂંટ લંડનમાં આવવા લાગી અને તેની અસર એકદમ થઇ એમ દેખી શકાય છે. કારણ કે બધા જ પ્રમાણભૂત લેખકો કબુલ કરે છે કે ૧૯ મી સદીને આગલા જમાનાથી જુદી પાડનાર "યાંત્રિકયુગ" ૧૭૬૦ ની સાલથી શરૂ થયો હતો. બેઇન્સના કહેવા પ્રમાણે ઈ. સ. ૧૭૬૦ પહેલાં લેંકેશાયરમાં કાંતવા માટે વપરાતું યંત્ર લગભગ હિંદુસ્તાનના જેવું જ સાદું હતું; અને ૧૭૫૦ ની સાલમાં ઈંગ્લેંડનો લોખંડનો ઉદ્યોગ, બળતણ માટે જંગલો કપાઈ જવાથી પૂરેપૂરી પડતી દશામાં આવી ગયો હતો, તે વખતે ઈંગ્લેંડમાં વપરાતા લોઢાનો ⅘ જેટલો ભાગ સ્વીડનથી આવતો હતો.

પ્લાસીનું યુદ્ધ ૧૭૫૭ માં લડાયું, અને ત્યારબાદ જે ફેરફારો ઝપાટાબંધ થવા લાગ્યા તેમની ગતિની તુલના કશાથી પણ થઇ શકે નહિ. ૧૭૬૦ માં ફટકા શાળે દેખા દીધી, અને લોઢું ઓગાળવાની ભઠ્ઠીઓમાં લાકડાની જગાએ કોલસા આવ્યા. ૧૭૬૪ માં હારગ્રીવ્ઝે સ્પીનીંગ જેની* શોધી કહાડી અને ૧૭૭૬ મા ક્રોમ્પ્ટને મ્યુલ× બનાવ્યું. તથા ૧૭૮૫ માં કાર્ટરાઇટે વરાળથી ચાલતી શાળનો પેટંટ લીધો. પણ આ બધામાં મુખ્ય એવી શોધ ૧૭૬૮ માં વૉટે વરાળથી ચાલતું એન્જીન પૂરું કરીને કરી. શક્તિ એક ઠેકાણે એકઠી કરવાનાં બધાં સાધનોમાં તે સૌથી સંપૂર્ણ હતી. પરંતુ ધ્યાનમાં રાખવાનું એ છે કે આ બધાં યંત્રો જો કે તે વખતે શરૂ થયેલા ફેરફારોને પ્રગટ થવા માટે દ્વાર રૂપ થયાં હતાં પણ તે ફેરફારો કંઇ તેમનાથી થયા ન હતા.

---

* એક સાથે ઘણા તાર કાંતવાનું યંત્ર. × કાંતવાનું યંત્ર. (અનુ:)

આવી બધી શોધો સ્વભાવે નિષ્ક્રિય હોય છે. કેટલીયે અગત્યની શોધો સૈકાઓથી થઇ ગયેલી હોય છે પણ તેમને ગતિ આપનાર શક્તિ એકત્રિત થવાની રાહ જોઇને અક્રિય પડી રહેલી હોય છે. તે શક્તિ હંમેશાં નાણાં રૂપે એકઠી થવી જોઈએ, અને તે નાણાં પણ એક જગાએ પડી રહેલાં નહિ પરંતુ બહાર ફરતાં હોવાં જોઇએ. હિંદુસ્તાનનો ભંડાર અહીં ઠલવાયો અને તેને કારણે જે સાખ વધી તેની પહેલાં દેશમાં આ શોધોને જરૂરી એવો શક્તિસંચય હતો જ નહિ. જો વૉટ ૫૦ વર્ષ પહેલાં જ જન્મ્યો હોત તો તે પોતે અને તેની શોધ બંને સાથે જ નાશ પામ્યાં હોત. સૃષ્ટિ શરૂ થઇ ત્યારથી આજ સુધી કોઇ પણ મુડીએ, હિંદુસ્તાનની લૂંટમાંથી જેટલો નફો મળ્યો તેટલો આપ્યો નહિ હોય. કારણ કે લગભગ ૫૦ વર્ષ સુધી તે લૂંટમાં ઈંગ્લેંડનો કોઈ ભાગીદાર ન હતો. ૧૬૯૪થી પ્લાસીના યુદ્ધ (૧૭૫૭) સુધી લુંટની ગતિ પ્રમાણમાં ધીમી હતી પરંતુ ૧૭૬૦ અને ૧૮૧૫ ની વચમાં તો તે વધીને વેગી અને પ્રચંડ બની ગઇ. વ્યવસ્થિત સમાજમાં એ શક્તિનું સર્વોત્તમ વાહન શરાફી હોય છે. અને લંડનમાં તેની શરૂઆત થાય તેટલો ધન સંચય થયો કે તરત તે આશ્ચર્યકારક રીતે વધી ગઇ. બેંક ઑફ ઇંગ્લેંડ કે જે ૨૦ પાઉંડથી ઓછી નોટ કાઢી શકતી ન હતી તે બંગાળાનું સોનું રૂપું આવતાં વેંત જ ૧૦ અને ૧૫ પાઉંડની નોટો સહેલાઇથી કાઢવા માંડી તથા બીજી ખાનગી પેઢીઓ પણ થોકડા બંધ કાગળિયાં બહાર પાડવા માંડી.

( પાન–૨૬૩–૬૪ )

હિંદુસ્તાનની રાજસત્તા પોતાના હાથમાં આવી ત્યારથી ઇંગ્લેંડે મુખ્યત્વે નીચેનાં સાધનોથી હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ કરી નાખ્યો.

(૧) હિંદુસ્તાનમાં અંગ્રેજોનો "અનિયંત્રિત"–બીનજકાતી વેપાર દાખલ કરીને.

(૨) ઇંગ્લેંડમાં હિંદુસ્તાનના માલ ઉપર ભારે જકાતો નાખીને.

(૩) હિંદુસ્તાનનો કાચો માલ બહાર ચઢાવીને.

(૪) કારખાનાના સખત કાયદાઓથી.

(૫) દેશની અંદર અને બહાર હિંદુસ્તાનના માલ ઉપર જકાતો નાંખીને.

(૬) અંગ્રેજોને હિંદુસ્તાનમાં ખાસ હક્કો આપીને.

(૭) હિંદુસ્તાનમાં રેલ્વેઓ બાંધીને.

(૮) હિંદી કારીગરોને પોતાના ધંધાની છૂપી કુંચીઓ બતાવી દેવાની ફરજ પાડીને.

(૯) પ્રદર્શનો ભરીને.

(૧૦) કહેવાતી અંગ્રેજોની મુડી દેશમાં રોકીને.

(૧૧) હિંદુસ્તાનનું રાજતંત્ર પોતાના હાથમાં રાખીને.



# હિંદુસ્થાનના વેપાર ઉદ્યોગનો નાશ

## પ્રકરણ ૧

## હિંદુસ્તાનમાં અંગ્રેજોનો અનિયંત્રિત વેપાર દાખલ કરવો

ઇંગ્લેંડના [૧]"દેશી"ઓ એક દુકાનદાર પ્રજા છે. દુકાનદારો કેવા સ્વાર્થી અને લોભી હોય છે તેની આખી દુનિયામાં આબરૂ નીકળેલી છે. તેઓ પોતાનો જ સ્વાર્થ સમજે છે અને બીજાના સુખની તેમને કશી પડી હોતી નથી. જ્યારે ૧૮૧૩માં ઈસ્ટ ઇંડિયા કંપનીની સનંદ લંબાવી આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે અંગ્રેજોએ પોતાના આ ગુણો સારી રીતે દેખાડી આપ્યા. ઉમરાવોની તેમજ આમની સભાની [૨]સીલેક્ટ કમીટીઓ આગળ એક પછી એક એમ દરેક જુબાની આપનારે ભારપૂર્વક જણાવ્યું હતું કે હિંદુસ્તાનમાં વિલાયતી માલની કશી જ જરૂર નથી. તો પણ લાલચુ અંગ્રેજોએ પોતાનાં ખીસાં ભરાય તે માટે યોજનાઓ શોધી કહાડી અને તે માટે લેવાનાં પગલાં સૂચવ્યાં. જો કે તેમણે બહાર જણાવ્યું નહિ કે હિંદુસ્તાનમાં વિલાયતી માલ વપરાય તે માટે હિંદી ઉદ્યોગોને કચરી નાખવા

---

૧ અંગ્રેજો કાળી પ્રજા માટે 'નેટિવ' શબ્દ વાપરે છે. બસુ મહાશયને તે શબ્દ ઉપર બહુ ચીઢ છે. તેથી તે પણ ઇંગ્લેંડના લોકો માટે 'નેટિવ' શબ્દ વાપરે છે. આફ્રિકા ઈ. સ્થળોએ 'નેટિવ'નો અર્થ 'દેશી' રૂઢ થઇ ગયો છે એટલે તે અર્થ અહીં લીધો છે.

૨ કોઈ ખાસ બાબતની તપાસ કરવા ચૂંટી કહાડેલી કમીટી.

જોઇએ પરંતુ તેમણે જે પગલાં સૂચવ્યાં તે એ હેતુ સિદ્ધ થાય તે માટે જ સૂચવ્યાં.

હિંદુસ્તાનમાં વિલાયતી માલની ખપત વધે તે માટે તેઓ "અનિયંત્રિત[1]" વેપારનું સમર્થન કરવા લાગ્યા. પણ આ અનિયંત્રિત વેપાર અરસપરસનો નહતો—અંગ્રેજી માલ હિંદુસ્તાનમાં ઘુસાડવાનો હતો. પણ હિંદી માલને જકાત અને કર ભર્યા વિના ઇંગ્લેંડમાં પેસવા દેવાનો ન હતો. જો "અનિયંત્રિત" વેપાર અરસપરસનો હોત તો સીધી હરિફાઈમાં અંગ્રેજી ઉદ્યોગો કચરાઇ ગયા હોત.

પણ હિંદુસ્તાન સાથેનો વેપાર ખુલ્લો મૂકવાથી હિંદુસ્તાનમાં વિલાયતી માલની ખપત વધશે એવો સીલેક્ટ કમીટીઓ આગળ જુબાની આપનારા સાક્ષીઓનો મત ન હતો. ઉમરાવોની સીલેક્ટ કમીટીએ તપાસેલા સાક્ષીઓમાંથી કેટલાકની જુબાની અમે નીચે આપીએ છીએ. એ કમીટીએ તપાસેલા સાક્ષીઓમાં મી. વૉરન હેસ્ટિંગ્સ પહેલો હતો.

સ. તમે એમ માનો છો કે હિંદુસ્તાન સાથેનો વેપાર ખુલ્લાં મૂકવામાં આવશે તો તે દેશમાં વિલાયતી માલની ખપતમાં ખાસ વધારો થશે?

---

૧ "અનિયંત્રિત" એટલે રાજ્ય તરફથી કોઇ પણ જાતની બાધા વિનાનો, ખુલ્લો વેપાર. કોઇ વેળા અમુક વસ્તુના વેપારથી દેશને નુકસાન થતું હોય તો તેની બંધી કરવામાં આવે અથવા તેના ઉપર અટકાયત જકાત નાખવામાં આવે. પહેલાં માત્ર ઇસ્ટ ઈંડિયા કંપનીને જ હિંદુસ્તાન સાથે વેપાર કરવાની છૂટ હતી. ઇંગ્લેંડના બીજા લોકોને દર વર્ષે માત્ર ૩૦૦૦ ટન જેટલા માલનો વેપાર કરવાની છૂટ પછીથી કરી આપવામાં આવી હતી. કંપનીનો આ ઇજારો દૂર કરાવવા "અનિયંત્રિત" વેપારની બૂમ ઉઠાવવામાં આવી હતી. (અનુ:)

જ. હું નથી માનતો. શાથી વધવી જોઇએ તે પણ હું સમજી શકતો નથી. તેનાથી તમે તે દેશમાં વિલાયતી માલના ઢગ વાળી શકશો પણ તેથી લોકોમાં તે માલ ખરીદવાની જરૂરિયાત શી રીતે વધશે ?

મી૰ વિલિયમ કાઉપર પણ તે કમીટી આગળ સાક્ષી તરીકે રજુ થયો હતો.

સ. આ દેશનાં અને બ્રિટિશ હિંદુસ્તાનનાં બંદરો વચ્ચેનો વેપાર ખુલ્લો મૂકવામાં આવે તો તે કારણે હિંદુસ્તાનમાં વિલાયતી માલની ખપત વધશે એમ તમે માનો છો ?

જ. હું ખાત્રીપૂર્વક માનું છું કે તેવી ખપત વધવાનો જરા પણ સંભવ નથી.

સર જોન માલ્કમને પણ તેજ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો.

સ. હિંદુસ્તાન વિષેના તમારા અનુભવને કારણે તમે એમ કહી શકો ખરા કે જો વેપાર ખુલ્લો મૂકવામાં આવે તો તે દેશમાં વિલાયતી માલની માગ વધવાનો સંભવ છે ?

જ. અંગ્રેજોનાં વસેલાં મુખ્ય સ્થાનોમાં એટલું જ નહિ પરંતુ જ્યાં જ્યાં અંગ્રેજ રેસીડંટો[1] રહેતા હતા તેવા દરેક શહેરમાં તેમજ જ્યાં જ્યાં લશ્કરી છાવણી હતી તેવા દરેક મથકમાં સારામાં સારી જાતની તેમજ ઠીક હાલતમાં રહેલી વસ્તુઓથી માંડીને હલકી જાતની તથા નુકસાન પામેલી ચીજો સુધીનો દરેક જાતનો વિલાયતી માલ જુદી જુદી કિંમતે વેચવા મૂકવામાં આવ્યો હતો—વળી તે બધાં બજાર દેશીઓ તેમજ યુરોપિયનો માટે ખુલ્લાં હતાં. તેવાં બધાં સ્થળોનો સતત અનુભવ લીધા બાદ મારે એમ ન જ માનવું જોઈએ કે આ જાતનું

---

૧ કંપનીના સ્થાનિક અમલદારો. (અનુ:)

પગલું લીધાથી વેચાણમાં એકદમ વધારો થશે. કારણ કે માલની ખપત, ખરીદનારાઓ ઉપર આધાર રાખે છે, વેચનારાઓ ઉપર નહિ.

ઉમરાવોની કમીટીએ તેને ફરી પૂછયું હતું:—

સ. વેપાર ખુલ્લો મુકવાને કારણે વિલાયતી માલની ખપત વધશે એમ તમને લાગે છે?

જ. મેં જણાવ્યું છે કે ત્યાં અંગ્રેજોના વસેલા દરેક સ્થાને તેમજ છાવણીને દરેક મથકે વિલાયતી માલના ઢગ પડયા છે. આ પ્રમાણે વેપારની પદ્ધતિમાં ફેરફાર કર્યાથી માલની ખપતમાં શી રીતે વધારો થશે એ હું કલ્પી શકતો નથી.

લૉર્ડ ટેનમાઉથને એ જ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો:—

સ. આ દેશ અને હિંદુસ્તાન વચ્ચેનો વેપાર ખુલ્લો મૂકવામાં આવે તો તેથી ત્યાંના દેશીઓમાં વિલાયતી માલની માગ વધે એમ તમે માનો છો?

જ. હું નથી માનતો.

સ. આપ ક્યાં કારણોથી આ અભિપ્રાય ધરાવો છો તે જણાવશો?

જ. હું આ દેશમાં બનતી એવી એકે વસ્તુ જોતો નથી કે જેને ત્યાંના દેશીઓ મોટા પ્રમાણમાં ખરીદે. આ અભિપ્રાય મેં હિંદુસ્તાનમાં તેમની રહેણીકરણીના અનુભવ ઉપરથી બાંધ્યો છે.

થૉમસ ગ્રેહામની પણ વેપાર ખુલ્લો મૂકવાની બાબતમાં જુબાની લેવામાં આવી હતી.

સ. ત્યાંના દેશીઓની સામાન્ય રહેણી કરણી તેમજ અત્યાર સુધી જે પ્રમાણમાં અહીંથી ત્યાં માલ ચઢાવવામાં આવતો હતો તેમજ હાલ ચઢાવવામાં આવે છે તે તરફ ખ્યાલ કરીને તમે એમ માની શકો ખરા કે આ રીતે વેપાર ખુલ્લો મૂકવાથી હિંદુસ્તાનના દેશીઓમાં વિલાયતી માલની ખપત વધશે?

જ. વધશે એવો ખ્યાલ હું નથી બાંધી શકતો. તે જાતનો માલ ઉપયોગમાં લેવા માટે જોઈએ તેનાથી તેમની રહેણી કરણી એટલી બધી ભિન્ન છે કે એમ બનવું અશક્ય છે એમ મને લાગે છે.

સર થૅામસ મનરોને પૂછવામાં આવ્યું:–

હિંદુસ્તાનના દેશીઓના તમારા અનુભવથી તમે એમ કહી શકો છો કે આ દેશ અને હિંદુસ્તાન વચ્ચેનો વેપાર કાયદા-પૂર્વક ખુલ્લો મૂકવામાં આવે તો હિંદુસ્તાનના દેશીઓમાં વિલાયતી માલ માટે માગ વધશે ?

તેણે જણાવ્યું:–

અત્યારે વિલાયતી માલ માટે જેટલી માગ છે તેમાં કાંઇ ખાસ વધારો થશે એમ હું નથી માનતો. ધીમે ધીમે વસ્તી વધશે તેને કારણે થોડો ઘણો વધારો થશે એમ મને લાગે છે, પણ દેશીઓની પોતાની રહેણીકરણી કે શોખમાં ફેરફાર થવાથી જરા પણ નહિ થાય.

મી૦ જોન સ્ટ્રેસી પણ સાક્ષી હતો. તેણે પણ વેપાર ખુલ્લો મૂકવાથી આયાતમાં વધારો નહિ થાય એમ જણાવ્યું હતું.[1]

મી. ગ્રેમ મર્સરને પણ વેપાર ખુલ્લો મૂકવાથી શી અસર થશે તે પૂછવામાં આવ્યું હતું.[2] તેણે જણાવ્યું:–

વેપાર ખુલ્લો મૂકવાથી આ દેશના માલ માટે એકદમ માગ વધશે એમ હું નથી માનતો. ત્યાંના દેશીઓની રહેણી કરણી

---

૧ સવાલ તથા જવાબમાં આગળ આવી ગયેલી જુબાનીઓથી જરા પણ ભિન્ન ન હોવાથી ટૂંકાવી નાખી છે (અનુ:)

૨ પૂછેલો સવાલ સરખો જ હોવાથી લખ્યો નથી. (અનુ:)

અને ટેવો એવા પ્રકારની છે કે તે બદલાવી અશક્ય છે. બીજા દેશોના માલની જરૂરિયાત તેમને બહુ જ થોડી અથવા નહિ જેવી છે. અને હું હિંદુસ્તાનમાં હતો ત્યારથી અત્યાર સુધીમાં વિલાયતી માલ માટેની તેમની માગમાં બહુ જ થોડો અથવા નહિ જેવો જ ફેરફાર જોઉં છું.

મી૦ થોમસ સીડનહેમ પણ સાક્ષી હતો.

સ. ત્યાંના દેશીઓની જરૂરિયાતો અને રહેણીકરણી વિષેના તમારા અનુભવ ઉપરથી તમે એમ માનો છો કે જો વેપાર ખુલ્લો મૂકવામાં આવે તો વિલાયતી માલ માટે તેમની માગમાં ફેરફાર થાય?

જ. વેપાર અત્યારે ચાલે છે તેમજ ચાલ્યા કરે કે તેને ખુલ્લો મૂકવામાં આવે તો પણ તેથી માલની માગમાં ખાસ વધારો નહિ થાય.

સ. તમે એમ માનો છો કે વેપાર ખુલ્લો મૂકવાથી વિલાયતી વસ્તુઓની માગમાં કોઇ મોટો વધારો થશે?

જ. જરા પણ નહિ; વેપાર ખુલ્લો મૂકવાથી માગ શી રીતે વધે તે જ હું સમજી શકતો નથી. માગ તો ત્યાંના દેશીઓની જરૂરિયાતોને કારણે હોઈ શકે.

મી. ચાર્લ્સ બુલરને પણ એજ મતલબના સવાલ પૂછવામાં આવ્યા.[1] તેણે જવાબમાં જણાવ્યું કે:--

"વેપાર ખુલ્લો મૂકવાથી માગ વધે તો પણ બહુ જ થોડી વધે એમ હું માનું છું."

સ. એમ માનવાને તમારી પાસે શાં કારણો છે?

જ. ત્યાંના લોકોની સર્વ સામાન્ય ગરીબાઇ અને મેં જોયું છે તે પ્રમાણે આપણી વસ્તુઓ માટે તેમનામાં ઇચ્છાનો અભાવ.

---

૧ સવાલ પહેલાં મુજબ. (અનુ:)

વેપાર ખુલ્લો મૂકવાથી હિંદીઓમાં વિલાયતી માલ માટે માગ વધવાના અસંભવ વિષે હજુ બીજા સાક્ષીઓના મત ટાંકવા બીનજરૂરી છે. પણ અંગ્રેજ લોકોએ ઇસ્ટઇંડિયા કંપનીનો ઇજારો બંધ કરી હિંદુસ્તાન સાથેનો વેપાર ખુલ્લો મૂકવાનો નિશ્ચય કરી દીધો હતો.

પરંતુ જેને તેઓ પોતાના 'તારક' તરીકે ભજવાનો દાવો કરતા હતા તે ઇસુખ્રિસ્તની શિખામણ પ્રમાણે તેઓ ચાલ્યા નહિ. તેની શિખામણ એવી હતી કે "બીજા તમારા પ્રત્યે જે પ્રમાણે વર્તે તેમ તમે ઇચ્છતા હો તે પ્રમાણે તમે બીજા પ્રત્યે પણ વર્તો." તેઓ પોતે જે લાભ મેળવવા પ્રયત્ન કરી રહ્યા હતા તે લાભ તેમને હિંદુસ્તાનને આપવો જ ન હતો. ઇંગ્લેન્ડના દેશીઓ જે હકો માટે બૂમરાણ મચાવી રહ્યા હતા તે હકો હિંદી માલને પણ આપવામાં આવ્યા હોત તો અંગ્રેજી ઉદ્યોગોની શી વલે થઇ હોત ? થોડા જ વખતમાં બધા અંગ્રેજી ઉદ્યોગો ધૂળ ભેગા થઇ ગયા હોત. પાર્લામેન્ટની કમીટીઓ આગળ રજુ થયેલા સાક્ષીઓની જુબાનીઓમાંથી એ વાત તદ્દન સ્પષ્ટ દેખાઈ આવે છે. ઉમરાવોની સભાવાળી સીલેક્ટ કમીટી આગળ મી. વીલીયમ ડેવીએ ઇ. સ. ૧૮૧૩ માં ૧૨ મી એપ્રિલને દિવસે આપેલી જુબાની જુઓ. તેને પૂછવામાં આવ્યું હતુંઃ--

જો હિંદી માલને ઉત્તેજન આપવા માટે સારી પેઠે વધારેલી મુડી રોકવામાં આવે અને તે માલ યુરોપમાં આણવામાં આવે તો તેથી આપણા દેશના માલને બહુ મોટો ધોકો પહોંચવાનો સંભવ નથી એમ તમે માનો છો ?

જ. હું એમ માનું છું કે જો હિંદુસ્તાનથી જાડા કાપડની નિકાસ ખૂબ વધારવામાં આવે તો આ દેશના માલને જરૂર ધોકો પહોંચે. દાખલા તરીકે મેં મદ્રાસથી કાપડ મંગાવ્યું હતું. તેના ઉપર ઈંગ્લેંડમાં લેવામાં આવતી જકાત ભરવામાં આવ્યા બાદ પણ તે ઈંગ્લેંડમાં વેચાઈ ગયું હતું. તેનો થોડો ભાગ લંડનના એક વેપારી પાસેથી ફરી ખરીદીને હું મારા પોતાના ઘરમાં હાલ વાપરી રહ્યો છું. હું જાડા સુતરાઉ માલ વિષે કહું છું.

હિંદુસ્તાનનું સુતરાઉ કાપડ ઈંગ્લેંડમાં જકાત નાખ્યા વિના આયાત થવા દેવામાં આવતું ન હતું. અને આ જકાત બહુ જ ભારે હતી. મી. રોબર્ટ બ્રાઉન કે જે ઉમરાવોની સભાવાળી સીલેકટ કમીટી આગળ સાક્ષી તરીકે હાજર થયો હતો તેને સોગંદ આપ્યા બાદ નીચે પ્રમાણે તપાસવામાં આવ્યો હતો.

સ. તમે હિંદુસ્તાનના સુતરાઉ કાપડનો બહોળો વેપાર કર્યો છે?

જ. હા.

સ. કંપનીની વખારે વેચાતા હિંદી સુતરાઉ કાપડ ઉપર તફાવાર કેટલી જકાત લેવામાં આવે છે તે તમે જાણો છો?

જ. કાપડના ત્રણ તફા પાડી દેવામાં આવે છે. પહેલું મસલીન, તેના ઉપર ૧૦ ટકા આયાત જકાત[1] નાખવામાં આવે છે અને દેશમાં વેચાતી વખતે પાછી સેંકડે ૨૭ પા. ૬ શી. ૮ પેન્સ જકાત લેવામાં આવે છે. બીજું કેલીકો છે. તેના ઉપર સેંકડે ૩ પા. ૬ શી. ૮ પેન્સ

---

૧ ઇંગ્લેન્ડના બંદરે યુરોપમાં વેચવા પણ માલ ઉતરતો, તે માટેની જકાત. ઇંગ્લેન્ડમાં વેચાતી વખતે તે માલ મોંઘો કરી નાખવા તે ઉપરાંત વધુ જકાત લેવામાં આવતી. (અનુઃ)

આયાત જકાત ભરવી પડે છે અને દેશમાં વેચાય ત્યારે ૬૮ પા. ૬ શી. ૮ પેન્સ જકાત ભરવી પડે છે. ત્રીજો વર્ગ બંધી કરેલા માલનો છે. તેના ઉપર સેંકડે ૩ પા. ૬ શી. ૮ પેન્સની માત્ર આયાત જકાત છે. તે માલ આ દેશમાં વાપરવાની મનાઈ છે.

ઇંગ્લેન્ડના કોઇ ખ્રિસ્તી વતનીએ હિંદુસ્તાનથી આવતા સુતરાઉ કાપડ ઉપરની આ તફાવાર લેવાતી જકાત દૂર કરવાનું સૂચવ્યું નહિ. ઇસ્ટઇંડિયા કંપનીવાળા વેપારીઓ કે જેમને ઇજારો ભોગવતા હોવાને કારણે સ્વાર્થ હતો તેમના સિવાયનો દરેક ખ્રિસ્તી ટાપુવાસી હિંદુસ્તાન સાથે બીન જકાતી વેપારની બૂમ પાડતો હતો. પરંતુ હિંદુસ્તાની માલને પણ તે જ "અનિયંત્રિત" વેપારના સિદ્ધાંત પ્રમાણે ઇંગ્લેન્ડમાં દાખલ થવા દેવાનું કહેવા જેટલું ખુલ્લું દીલ કે ઉદારતા કોઈએ બતાવી નહિ. તેમ કરવામાં આવ્યું હોત તો અંગ્રેજી ઉદ્યોગોની પાયમાલી થઇ ગઇ હોત. આ વિષય ઉપર ઉમરાવની સભાવાળી સીલેકટ કમીટીએ મી. રૉબર્ટ બ્રાઉનની જુબાની લીધી હતી.

સ. આ દેશમાં બનતો સુતરાઉ માલ હિંદી માલના જેટલી સંપૂર્ણતાએ પહોંચી શકયો છે કે નહિ તે તમે તમારા સામાન્ય અનુભવ ઉપરથી કહી શકશો ?

જ. ઘણા દાખલાઓમાં તો તે તેને કયાંય ટપી જાય છે.

સ. તમે એમ કહેવા માગો છો કે હિંદુસ્તાનના બારીક કાપડને અંગ્રેજી બારીક કાપડ ટપી જાય છે ?

જ. ના; હું તો સામાન્ય તેમજ વચલા વાંધાના કાપડની વાત કહું છું.

સ. હિંદી કાપડની કોઇ જાતો એવી છે કે જેમની સાથે દેખીતો તે જ જાતનો અંગ્રેજી સુતરાઉ માલ હરિફાઈમાં ન ટકી શકે ?

જ. તમે કિંમતની બાબતમાં પૂછો છો કે માલની જાત વિષે પૂછો છો ?

સ. હિંદી કાપડની કોઇ જાતો એવી છે કે જેમની સાથે દેખીતો તે જ જાતનો અંગ્રેજી સુતરાઉ માલ હરિફાઇમાં ન ટકી શકે ?

જ. તેમનું અનુકરણ તો બરાબર સફળ રીતે કરવામાં આવ્યું છે. અને મેં આગળ જણાવ્યું છે તે પ્રમાણે કેટલીક જાતોમાં તો અંગ્રેજી માલ તેને ટપી ગયો છે.

સ. હવે ધારો કે હિંદી માલ આપણા દેશમાં ખૂબ વપરાવા લાગ્યો હોય. તો પછી હિંદુસ્તાનનો બારીક માલ તેની સામે બજારમાં આણવામાં આવેલા તે જ જાતના અંગ્રેજી માલને હઠાવી શકે ખરો ?

જ. જો હિંદુસ્તાનના બારીક માલને જકાત વિના જ દેશમાં આવવા દેવામાં આવે એ અર્થમાં તમે કહેતા હો તો અંગ્રેજી માલને બહુ જ મોટો ધોકો પહોંચે. અને જકાત દૂર જ કરેલી હોય તો જાડા કાપડની બાબતમાં તો મારા માનવા પ્રમાણે જુલમ થઇ જાય. કારણ કે અંગ્રેજી કાપડ ખૂબ જ મોંઘુ હોય છે અને કંપનીની વખારે વેચાતું સામાન્ય બરનું હિંદી કાપડ તદ્દન સસ્તું હોય છે. અત્યારે તો આપણા દેશમાં વપરાશ માટે દાખલ થતા હિંદી કાપડ ઉપર દર સેંકડે ૬૮ પા. ૬. શી. ૮ પેન્સ જેટલી ભારે જકાત હોવાને કારણે જ હિંદી માલ આપણા બજારમાં નહિં જેવો વેચાય છે.

સ. ધારો કે હિંદી કાપડને ચોરીછૂપીથી આપણા દેશમાં મોટા પ્રમાણમાં ઘુસાડવામાં આવે તો તમે એમ માનો છો કે તે રીતે ચોરીછૂપીથી ઘુસાડવા માટે થતું આવશ્યક ખર્ચ તેની કિંમત ઉપર ચઢવા છતાં આપણા દેશમાં થતા માલ કરતાં સસ્તું રહીને તે આપણા માલને ધોકો પહોંચાડે ?

જ. હું માનું છું કે બહુ જ મોટો ધોકો પહોંચે. જકાતના બચેલા પૈસાથી ચોરીછૂપીથી ઘુસાડવામાં થયેલું ખર્ચ કયાંય ઢંકાઈ જાય.

સ. દર વારે અંગ્રેજી સફેદ કેલીકોની કિંમતમાં અને કંપનીની વખારે આ માર્ચ મહિનામાં તે જાતના અને કદના હિંદી કાપડની કિંમતમાં કેટલો ફેર છે તે તમે કહી શકશો ?

જ. થોડાજ વખત પહેલાં મેં હિસાબ ગણી જોયો હતો તેથી મને માલમ પડયું હતું કે ૩૦ થી ૬૦ ટકા જેટલો ફેર છે. એટલે કે ગયા માર્ચમાં કંપનીની વખારે વેચાયેલો હિંદી માલ તે જ કદ અને તે જ જાતના અંગ્રેજી માલ કરતાં ૩૦ થી ૬૦ ટકા જેટલી ઓછી કિંમતે વેચાયો હતો.

એક બાજુ જ્યારે તેઓ હિંદુસ્તાન સાથે બીનજકાતી ખુલ્લો વેપાર માગી રહ્યા હતા ત્યારે બીજી બાજુ ઈંગ્લેન્ડમાં હિંદી માલ ઉપર પોતાના દેશના ઉદ્યોગોના સંરક્ષણ માટે સખત જકાતો નાખી રહ્યા હતા. ઉમરાવોની કમીટી આગળ મી. ગ્લોસેસ્ટર વીલ્સનની જુબાની લેવામાં આવી હતી.

સ. તમે એમ માનો છો કે હિંદુસ્તાનનો માલ યુરોપમાં વેચવા[1] માટે આયાત કરવા આ દેશનાં બહારને કિનારે આવેલાં

[1] ઇંગ્લેન્ડમાં તે માલ વેચવાની બંધી હતી.

બીજાં વધારે બંદરો ખુલ્લાં મૂકવામાં આવે તો બંધી કરેલો માલ છૂપી રીતે આપણા દેશમાં ઘૂસવા લાગીને આપણા દેશના માલને ધોકો પહોંચાડશે?

જ. તેમ કરવાથી આપણા દેશના માલને ધોકો પહોંચાડે તેવા બંધી કરેલા માલને ચોરીછૂપીથી ઘુસાડવાની સગવડ તો વધે જ. આથી વધારે તેના ઉપર હું કશું કહી શકું તેમ નથી.

હિંદુસ્તાનથી આયાત થતા માલને 'અનિયંત્રિત' વેપારનો સિદ્ધાંત લાગુ કરતાં તેઓ બીતા હતા. કારણ કે તેથી દેશમાં ચોરીછૂપીથી માલ ઘૂસવા લાગે અને અંગ્રેજ કારીગરો પાયમાલ થાય. ઉમરાવોની કમીટીએ મી. જોન વિવાનને સોગંદ આપીને નીચે પ્રમાણે જુબાની લીધી હતી.

સ. તમે એમ માનો છો કે હિંદુસ્તાનથી લંડન બંદર સાથેનો વેપાર બધા માટે ખુલ્લો મૂકવામાં આવે તો આપણા ટાપુમાં ચોરીછૂપીથી માલ ઘુસાડવાનું ઘણું જ વધી જાય?

જ. તેમ થાય એમ મારે માનવું જ જોઇએ. તેમ માનવાનું મારી પાસે કારણ એ છે કે એકલદોકલ માણસને કે થોડા માણસોની ટોળીને દાણચોરીથી માલ ઘુસાડવાનું જેટલું સહેલાઈથી ફાવે તેટલી સહેલાઇથી એક મોટી કંપનીને ન ફાવે, કારણ કે બંનેના હેતુઓ ભિન્ન છે.

અત્યાર સુધી આપણે જોયું કે હિંદુસ્તાન સાથેનો અંગ્રેજોનો વેપાર ખુલ્લો મૂકવાની આર્થિક દૃષ્ટિએ કાંઈ જ જરૂર ન હતી. કારણ કે હિંદુસ્તાનમાં વિલાયતી માલની માગ જ નહતી એમ જુબાનીમાં બધાએ જ જણાવ્યું હતું. ડૉ. જોન્સને પોતાના દેશના અમુક વર્ગ વિષે બોલતાં જણાવ્યું

હતું કે બદમાશોને પોતાની બદમાશી ઢાંકવાનું છેલ્લું સાધન સ્વદેશાભિમાન છે. તેવીજ રીતે અંગ્રેજ ધાડપાડુઓનું છેલ્લું સાધન પરોપકાર છે. હિંદુસ્તાન સાથે અંગ્રેજોનો વેપાર ખુલ્લો મૂકવાની જરૂર સાબિત કરવા માટે આર્થિક કારણો જ્યારે ન ટકી શક્યાં ત્યારે તેમણે પરોપકારને મદદમાં લીધો. આમની સભાની કમીટીએ માની લીધું કે 'અનિયંત્રિત' વેપાર એ હિંદુસ્તાનના દેશીઓને બીજી પ્રજાઓની હારમાં આગળ લાવનારું અને સુધારામાં આગળ વધારનારું પરોપકારી પગલું છે.

આમની સભાની કમીટીએ આ દૃષ્ટિએ સર થૉમસ મનરોને સોગંદ આપ્યા બાદ તેની નીચે પ્રમાણે જુબાની લીધી:—

સ. બીજી પ્રજાઓ સાથે વેપારને કારણે સંસર્ગમાં આવવાથી પશ્ચિમની પ્રજાઓ ઉપર શી અસર થઈ, તથા તેનો જુલમી રાજસત્તાઓ ઉખેડી નાખવામાં અથવા નરમ પાડવામાં અને યુરોપમાં જામી ગયેલી રૂઢિઓમાં ફેરફાર કરવામાં કેટલો ફાળો હતો તેનો તમે કદી વિચાર કર્યો છે?

જ. વેપારને કારણે યુરોપની ઘણી ખરી પ્રજાઓમાં ખૂબ જ પ્રગતિ થઇ છે એમ મેં જોયું છે.

સ. હવે જો તે જ કારણોને હિંદુસ્તાનમાં પણ છૂટથી કામ કરવા દેવામાં આવે તથા તે કારણોને પોતાનું કામ કરવામાં રાજસત્તા તરફથી વિરોધને બદલે યોગ્ય અને ડહાપણ ભરેલી મદદ મળે તો તમારે મતે હિંદીઓની માન્યતાઓ અને રહેણીકરણી ઉપર તેની શી અસર થશે?

જ. જો હિંદીઓની રહેણીકરણી અને રૂઢિઓ બદલવી હશે તો મને લાગે છે કે વેપારથી તે બદલાશે. પણ તેમના

ઉપર અત્યાર સુધી વેપારે બહુ અસર કરી હોય તેમ મને દેખાતું નથી.

તે સાક્ષીની જુબાની લેવામાં હિંદુસ્તાનના વકીલે કયા પ્રશ્નો પૂછયા હોત તે આપણે કલ્પી લઇએ. તેણે પૂછયું હોત કે વેપારની યુરોપ ઉપર આવી સારી અસર થઇ તે પરદેશીઓ યુરોપને ચૂસવા આવ્યા હતા તેથી થઇ કે ઉલટું યુરોપીયનો માલ બનાવનારા અને વેચનારા તેમજ ખરીદનારા એમ બંને હતા તેથી ? તેજ પ્રમાણે હિંદીઓને પણ માલ બનાવનારા, વેચનારા તેમજ ખરીદનારા રાખવાના હતા ખરા ? હિન્દુસ્તાનના વતનીઓમાં વેપારની વૃત્તિ વધે તે માટે એક પણ પગલું સૂચવવામાં આવ્યું ન હતું. ઉલટું 'અનિયંત્રિત' વેપાર હિંદીઓનો વેપાર કચરી નાખવા માટે જ શરૂ કરવાનો હતો. તે કમીટીએ સર થૉમસ મનરોની વધુ જુબાની લીધી હતી.—

સ. જો નફાનાં કે લાભનાં સાધન હિંદીઓ માટે પણ ખુલ્લાં રાખવામાં આવે તો બીજા ધંધાઓની પેઠે વેપારને પણ તેઓ ખંતથી અને આગ્રહથી વળગે તેવો તેમનો સ્વભાવ અને ટેવો કુદરતથી જ નથી ?

જ. આપણે જેમ વેપારી પ્રજા છીએ તેમ હિંદુસ્તાનના લોકો પણ વેપારી પ્રજા છે. તેઓ દુકાનને કદી નજર આગળથી અળગી કરતા નથી. તેઓએ તેને ધાર્મિક કે સામાજિક પ્રસંગોમાં પણ ભેળવી દીધી છે; તેમનાં બધાં તીર્થો અને યાત્રાનાં સ્થળો દરેક જાતનો માલ વેચવા ભરાતા મેળાનાં સ્થાન પણ છે. હિંદુસ્તાનમાં ધર્મ અને વેપાર એ બે જોડિયા ભાઇ જેવા છે, કોઇ પણ મોટો

સમુદાય એકઠો થયો હોય છે ત્યાં બંને સાથે જ વિદ્યમાન હોય છે. દેશીઓના આ વેપારી સ્વભાવને લીધે જ મારે એમ માનવું પડે છે કે યુરોપના કોઈ વેપારીઓ હિંદુસ્તાનના અંદરના ભાગમાં લાંબો વખત નહિ રહી શકે, મોડા વહેલા પણ તેમને કિનારા ભણી ચાલ્યા જવું પડશે. યુરોપનો વેપારી એક મહિનામાં જેટલી કિંમતનું ખાઈ પી જાય તેટલું તો હિંદી વેપારીને ૧૨ મહિનાનો સારો નફો થઇ રહે. આ રીતે તેમની હરિફાઇ સરખી હોતી નથી. એક જ બજારમાં બે માણસો ખરીદી કરતા હોય પણ એક જણ મોટી જકાત ભરતો હોય અને બીજો કશી જ ન ભરતો હોય તેના જેવું આ છે. યુરોપીયન અને હિંદુની રહેણીકરણીના ખર્ચનો તફાવત એ યુરોપીયનને માથે જકાત જ છે, તેથી તે આવી ખોટમાં લાંબો વખત સુધી હરિફાઈ ન કરી શકે. કદાચ તે મોટી મુડીથી થોડો સમય કોઈ નવો ઉદ્યોગ ચલાવે, અથવા ગળી કે ખાંડ જેવા જૂના ઉદ્યોગમાં સુધારો કરે તો પણ જયાં સુધી તેમાં કંઇ ફાયદો રહે છે કે નહિ તે નક્કી થાય નહિ ત્યાં સુધી જ હિંદુ રાહ જોયા કરશે. તે ધંધો સફળ નીવડે તેવો તેમજ કાયમનો છે એવું તેને લાગ્યું કે તરત જ તે તેમાં ઝંપલાવવાનો અને યુરોપીયનને તરત તે ધંધો છોડી દેવો પડવાનો. આ કારણથી વખત જતાં બધા યુરોપીયનોને દરિયા કિનારા આગળ જ આવી જવું પડશે એમાં શંકા નથી. તેમજ એ પણ નક્કી છે કે જયારે હિંદુઓ ઈંગ્લેન્ડના વેપારીઓ સાથે સીધો પત્રવ્યવહાર શરૂ કરશે ત્યારે દરિયા કિનારે રહેતા દલાલોને પણ હિંદુની ઉત્તમ કરકસર અને ખંતને કારણે ઘેર પાછા ફરવું પડશે.

આવી જુબાનીઓ ઉઘાડી પડી હતી છતાં ઇંગ્લેંડના ખ્રિસ્તી વતનીઓ પોતાનો માલ હિંદુસ્તાનમાં 'અનિયંત્રિત' વેપાર વડે ઘુસાડીને શુદ્ધ, પરોપકારી અને નિઃસ્વાર્થ હેતુથી હિંદુસ્તાનના કાફરોને 'સુધારી' દેવા તલપાપડ થઈ ગયા હતા.

આ અંગ્રેજો હિંદુસ્તાનમાં પોતાનો 'અનિયંત્રિત' વેપાર ઘુસાડતા હજુ પણ અટક્યા નથી. મુંબઇના પ્રખ્યાત વેપારી મી. જે. એ વાડીયાએ ૧૯૧૬–૧૮ માં સરકાર તરફથી નીમાયેલા વેપારી કમીશન આગળ આપેલી લેખી જુબાનીમાં જણાવ્યું છે:–

"આપણને સરકારમાં પૂરેપૂરો વિશ્વાસ હોવો જોઇએ. પરંતુ દુર્ભાગ્યે આપણામાં તે વિશ્વાસ ઉભો થઈ શકતો નથી. તમે માત્ર ઈંગ્લેન્ડની અને હિંદુસ્તાનની સરકારના પાછલા ઇતિહાસ તરફ જ નજર કરો. મહેસુલમાં ઉમેરો થાય તે માટે હિંદુસ્તાનમાં પરદેશથી આયાત થતા માલ ઉપર જકાત રાખવામાં આવી હતી તે ૧૮૭૭ માં ઓછી કરી નાંખવામાં આવી, અને ૧૮૮૨ માં આમની સભાએ તેને સદંતર બંધ કરી. તે વખતે 'અનિયંત્રિત' વેપારના ખાસ હિમાયતી મી. ગ્લેડસ્ટને પણ નીચે પ્રમાણે કહ્યું હતું:—

આ દેશમાં કે બીજા કોઈ દેશમાં 'અનિયંત્રિત' વેપારમાં માનનારી એક પણ સરકાર નથી જેણે ખુલ્લે ખુલ્લું કબુલ કર્યું ન હોય કે અનિયંત્રિત વેપારના સારામાં સારા સિદ્ધાંતો સ્વીકારતી વખતે પણ દેશની મહેસુલની સ્થિતિ કેવી છે તેનો ખ્યાલ રાખવો પડે છે. પરંતુ હિંદુસ્તાનની મહેસુલમાં દર વર્ષે ખાધ આવતી હતી ત્યારે પણ આયાત માલ ઉપરની

જકાત કાઢી નાખવાનું જે પગલું લેવામાં આવ્યું છે તે મને ચોખ્ખું વખોડી કાઢવા જેવું લાગે છે. હિંદુસ્તાનના કરોડો માણસો પ્રત્યે અસમાનતાનું કેવું હલકું અને ધિક્કારને પાત્ર ચિત્ર આપણે રજુ કરીએ છીએ ? અનિયંત્રિત વેપારના જે સિદ્ધાંતો આપણને એટલા બધા વહાલા લાગે છે કે આપણે તેમને દયાનો એક છાંટો રાખ્યા વિના, અને હિંદી પ્રજાની મરજી વિરુદ્ધ પૂરેપૂરી સખ્તાઇથી હિંદુસ્તાનમાં દાખલ કરીએ છીએ, તે જ સિદ્ધાંતો જ્યારે સામ્રાજ્યનાં સ્વતંત્ર સંસ્થાનોની વાત આવે છે ત્યારે કેમ ભૂલી જઇએ છીએ ? કારણ એટલું જ છે કે સંસ્થાનોના સ્વાર્થમાં અને મરજીમાં આપણે સહેલાઇથી આડે આવી શકીએ તેમ નથી."

( જુબાનીઓની નોંધ પાનઃ ૧૩૫-૩૬ )

'અનિયંત્રિત' વેપારના હિમાયતી ખ્રિસ્તી ઇંગ્લેન્ડે તે સિદ્ધાંત અનુસાર હિંદી માલને કદી પોતાના ટાપુમાં દાખલ થવા દીધો નથી. ૧૯૧૮ ના મોડર્નરીવ્યુના ૨૧૮મે પાને ઇંગ્લંડમાં જતા હિંદી સુતર વિષે લખેલું છે.—

નીચેનો ઉતારો મી. શાપુરજી સકલાતવાળાએ 'માન્ચેસ્ટર ગાર્ડીયન' ઉપર મોકલેલા કાગળમાંથી લીધેલો છે. તે છાપાએ તે કાગળ શા માટે ન છાપ્યો તે સમજી શકાય તેવું છેઃ—

"લડાઈ દરમ્યાન સ્થાપેલા, વેપાર માટેના ખાતાએ, યુરોપમાંથી આવતા બંધ થયેલા સુતરની જગાએ ઇંગ્લંડમાં દાખલ થવા લાગેલા ૬ થી ૨૦ નંબર સુધીના જાડા હિંદી સુતરની આયાત ૧૯૧૬ ની ૨૫ મી માર્ચે બંધ કરી. બહારથી તેનું કારણ એ બતાવવામાં આવ્યું કે સ્ટીમરમાં જગા બચે તે માટે તેમ કરવામાં આવ્યું છે. તેની સામે બોર્ડ ઓફ ટ્રેડને એમ બતાવવામાં આવ્યું કે સુતરની જગાએ રૂ આણવામાં

આવશે તો ઉલટી વધારે જગા રોકાશે એટલું જ નહિ પણ વધારે મજૂરોની જરૂર પડશે. અને અત્યારે મજૂરોની અછત છે એવી બૂમ ચારે બાજુ પડી રહી છે. આ વાત જણાવનારાઓમાં લંડનમાં રહેતા હિંદી લોકો તેમજ માન્ચેસ્ટરના કેટલાક વેપારીઓ પણ હતા. તેઓ આ વાતને નિષ્પક્ષપાત રીતે જોતાં સમજી ગયા હતા કે લડાઇને બહાને આ પગલુ લેંકેશાયરના સુતરનાં કારખાનાંવાળાઓને રક્ષણ આપવાના ઇરાદાથી હિંદી સુતરને ઇંગ્લેન્ડમાં આવતું બંધ કરવા માટે જ લેવામાં આવ્યું છે. માન્ચેસ્ટરના આ વેપારીઓ તમને કહી બતાવશે કે તેમનો વિરોધ લેંકેશાયરવાળાઓએ જ કર્યો હતો, કારણકે તેમને આ રક્ષણની જરૂર હતી. તે રક્ષણ કાયમનું રહે તે માટે હજુ પણ તેઓ કાવાદાવા કરી રહ્યા છે. વેપારખાતાએ ભરેલા આ ઉલટા પગલાથી, માંચેસ્ટર ચેમ્બર, બ્લૅકબર્ન, ચેમ્બર કે કામદાર મંડળોમાંથી કોઇ જરાય ચમકી ઉઠ્યું નહિ. અનિયંત્રિત વેપારના ભક્તો તેમજ ઇંગ્લેન્ડ તથા હિંદુસ્તાન વચ્ચે સમાનતાના હિમાયતીઓ આ વખતે ખંધાઇથી ચૂપ થઈને બેસી રહ્યા અથવા તો હિંદુસ્તાનના સુતરની આયાત ઉપર તે જાતનું નિયંત્રણ ચાલુ રહે તે માટે પડદા પાછળ રહીને ચળવળ ચલાવવા લાગ્યા. બીજી બાજુ લેંકેશાયરના સુતર માટે હિંદુસ્તાનના દરવાજા તો ઉઘાડા રાખવામાં આવ્યા હતા.

“ન્યૂ ઇંડિયા ”–કે જેમાંથી ઉપલો ફકરો લેવામાં આવ્યો છે, તે લખે છે:—

હિંદુસ્તાન સામે સંરક્ષણના તે કાયદાને માંચેસ્ટરે શાંતિથી વધાવી લીધો તે ઉપરથી તેની અનિયંત્રિત વેપાર માટેની બૂમાબુમ કેટલી અર્થયુક્ત હતી તે સમજી શકાશે! ૧૯૧૬માં તે બધા ‘અનિયંત્રિત’ વેપારવાળાઓ કયાં પેસી ગયા હતા?

# પ્રકરણ ૨

## દેશની અંદર અને બહાર

## હિંદુસ્તાનના માલ ઉપર જકાતો

નેપોલીયને જ્યારે ઇંગ્લેંડના ઉદ્યોગ અને વેપારને બને તો તદ્દન કચરી નાખવા અથવા તો પાંગળા કરી મૂકવા યુરોપનાં બંદરો ઇંગ્લેન્ડ માટે બંધ કરવાનો પ્રયત્ન કરવા માંડયો ત્યારે ઈંગ્લેન્ડના દેશીઓની માઠી વલે આવી. એટલે તેઓ પોતાના માલ માટે હિંદુસ્તાનમાં બજાર ઉભું કરવા ઈંતેજાર થઈ ગયા. તેવામાં ૧૮૧૩ માં ઇસ્ટઈંડિયા કંપનીની સનંદ બદલી આપવાનો વખત આવ્યો. તે તકનો લાભ લઈ પોતાનો ઉપર જણાવેલો હેતુ સરે તેવી શરતો કંપની પાસે કબુલ કરાવવા માટે તેઓએ પોતાનાથી બનતું કરવાનો પ્રયત્ન કર્યો. તેમણે પોતાના સ્વાર્થી હેતુને ઢાંકવા પરોપકારનો આશ્રય લીધો. ૧૮૧૩ માં કંપનીની સનંદ તે અનુસાર બદલી આપ્યા બાદ બેએક વર્ષમાંજ વોટર્લુનું યુદ્ધ લડાયું. તે યુદ્ધમાં નેપોલિયન પકડાયો અને દેશનિકાલ થયો. ઈંગ્લેંડને આ બધું ભાવતું જ થયું. નેપોલિયન ગયો એટલે હવે તેને પોતાના ઉદ્યોગો પાયમાલ થવાની બીક ન રહી. એક બાજુ તેના માલ માટે યુરોપનાં બંદરો ખુલ્લાં થયાં અને બીજી બાજુ હિંદુસ્તાનમાં બજાર ઉભું થવા માંડયું એટલે તેના વેપાર ઉદ્યોગને સારી પેઠે વેગ મળ્યો. માર્કિવસ ઓફ વેલેસ્લીએ ફ્રેંચોને ખટપટ કરવાનાં ઠામ નાબુદ કરવાના બહાના હેઠળ

હિંદુસ્તાનમાં દેશી રાજ્યો સામે યુદ્ધો ચલાવવા માંડયાં. બહાર કહેવામાં આવતું હતું કે ફ્રેંચો દેશી રાજ્યો સાથે ખટપટ ચલાવી રહ્યા હતા એટલે વેલેસ્લીને પોતાના રક્ષણ માટે દેશી રાજ્યો ઉખેડી નાખવાનું જરૂરી લાગ્યું હતું. પણ આ પગલું ન્યાયી કે યોગ્ય હતું કે નહિ તેમજ દેશી રાજ્યો સામે યુદ્ધ ચલાવવાથી, "લડાઈઓ કરવી અને હિંદુસ્તાનનું રાજ્ય વધારવું એ અંગ્રેજી પ્રજાની મરજી, પ્રતિષ્ઠા અને નીતિની વિરુદ્ધ છે" એ પ્રમાણેનો ૧૭૯૩માં બહાર પાડેલો સનંદ વખતનો કાયદો નેવે મુકાતો હતો કે નહિ એ બધા પ્રશ્નો ઉપર વિચાર કરવાની તસ્દી માર્કિવસે લેવાની શી જરૂર ?

પણ માનવા ખાતર માની લઈએ કે માર્કિવસ ઓફ વેલેસ્લીએ કોઈ કારણ હોવાને લીધે યુદ્ધો ચલાવ્યાં હતાં પરંતુ માર્કિવસ ઓફ હેસ્ટીંગ્સે ચલાવેલાં યુદ્ધો માટે શું કારણ હતું? તે વખતે ફ્રેંચો દેશી રાજ્યો સાથે ખટપટ ચલાવી રહ્યા હતા એમ પણ નહતું. અંગ્રેજ ઇતિહાસકારો તે પ્રશ્નનો જવાબ નથી આપતા પણ ૧૮૧૩ માં ઇસ્ટઇંડિયા કંપનીની સનંદ બદલી આપતી વખતે જે શરતો કરવામાં આવી હતી તે ઉપરથી દેશી રાજાઓ સામે લડાઈ કરી તેમનાં રાજ્યો પોતાના મુલકમાં જોડી દેવાનાં કારણો નીચે આપ્યાં છે તે બે જ હતાં તે વિષે જરાય શંકા નથી રહેતી.

(૧) હિંદુસ્તાનમાં અંગ્રેજી હકુમત હેઠળનો મુલક વધારવો જેથી અંગ્રેજી માલ માટે બજાર વધે.

(૨) પહાડી મુલકોને કંપનીની સત્તા હેઠળ આણવા જેથી હિંદુસ્તાનમાં વસવાટ કરવા ઈચ્છનારા અંગ્રેજોને રહેવાનાં અને વસાહતો સ્થાપવાનાં યોગ્ય સ્થળો મળે.

૧૮૧૩ માં ઈસ્ટ ઇંડિયા કંપનીની સનંદ બદલી આપતી વખતે એવી શરતો કરી લેવામાં આવી હતી કે જેથી હિંદુસ્તાનના ઉદ્યોગોના દિવસો ભરાઈ ચૂકે. ઇંગ્લેન્ડના વેપારીઓ હિંદુસ્તાનના વતનીઓની જરૂરિયાતો જાણવા માટે પોતાના દલાલો અને આડતિયાઓ હિંદુસ્તાન મોકલવા લાગ્યા જેથી તે પ્રમાણે ત્યાં માલ મોકલી શકાય. બાબુ કીશનમોહન મલ્લિકે બ્રિટિશ ઇંડિયન–એસોશિયેશન આગળ ૧૮૧૧ના જુનમાં આપેલા ભાષણમાં જણાવ્યું હતું:—

"૧૮૧૩ માં ઇસ્ટ ઇંડિયા કંપનીનો ઇજારો બંધ થયો કે તરત જ લીવરપુલની કેટલીક મોટી પેઢીઓના આડતિયાઓ આ દેશના આયાત નિકાસના વેપારમાં સક્રિય ભાગ લેવા માટે અહીં રહેવા આવી પહોંચ્યા. હું મારા અંગત અનુભવ ઉપરથી કહું છું કે મી. ડોનાલ્ડ મૅકીન્ટાયર જેનું નામ તમને પણ પરિચિત હશે–તેણે દેશીઓમાં વધારે વપરાતી સુતરાઉ માલની જાતો વિષે માહિતી એકઠી કરવા માટે થોડાં વર્ષ સારી પેઠે મહેનત કરી...અને બંગાળામાં તેમજ ઉપરના પ્રાંતોમાં જુદા જુદા વર્ગના લોકોમાં વપરાતા કાપડની જુદી જુદી જાતોના નમુના મેળવ્યા......ત્યાર બાદ ધોળું જૅકોનેટ[1], કૅમ્બ્રીક[2], લાંબા તાકા, ધોતિયાં, ટુકડા, છીંટ, લૅપેટ જાપાનસ્પૉટ અને હનીકોમ્બ વગેરે જાતો ઢગલાબંધ ઇંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં ઉતરવા લાગી તથા ઉતરતાં વેંતજ મોટા નફા સાથે ખપી જવા લાગી અને જેમ જેમ વપરાશ વધતો ગયો તેમ તેમ આયાત પણ વધતી ગઈ."

---

૧ ધોળું, જાડું મલમલ. ૨ ધોળું, સૂક્ષ્મ, શણનું વસ્ત્ર.

૧૮૧૩ માં ઇસ્ટ ઇંડિયા કંપનીની સનંદ બદલી આપતી વખતે હિંદુસ્તાન સાથેનો વેપાર બધા જ અંગ્રેજો માટે ખુલ્લો મૂકવાની કરેલી શરતથી બંગાળાના સુતરાઉ માલની આયાત નિકાસ ઉપર શી અસર થઇ તે સર ચાર્લ્સ ટ્રેવેલ્યને ૧૮૩૪ માં પ્રસિદ્ધ કરેલા નિવેદન ઉપરથી સમજાશે.

હિંદુસ્તાનથી બહાર ચઢેલા અને વિલાયતથી આવેલા સુતરાઉ કાપડ અને સુતરનું નિવેદન.

| વર્ષ. | બહાર ચઢેલો સુતરાઉ માલ. | બહારથી આવેલો સુતરાઉ માલ. | બહારથી આવેલું સુતર. |
|---|---|---|---|
| | રૂપિયા. | રૂપિયા. | રૂપિયા |
| ૧૮૧૩—૧૪ | ૫૨,૯૧,૪૫૮ | ૯૨,૦૫૦ | |
| ૧૮૧૪—૧૫ | ૮૪,૯૦,૭૬૦ | ૪૫,૦૦૦ | |
| ૧૮૧૫—૧૬ | ૧૩૧,૫૧,૪૨૭ | ૨,૬૩,૮૦૦ | |
| ૧૮૧૬—૧૭ | ૧૬૫,૯૪,૩૮૦ | ૩,૧૭,૬૦૨ | |
| ૧૮૧૭—૧૮ | ૧૩૨,૭૨,૮૫૪ | ૧૧,૨૨,૩૭૨ | |
| ૧૮૧૮—૧૯ | ૧૧૫,૨૭,૩૮૫ | ૨૬,૫૮,૯૪૦ | |
| ૧૮૧૯—૨૦ | ૯૦,૩૦,૭૯૬ | ૧૫,૮૨,૩૫૩ | |
| ૧૮૨૦—૨૧ | ૮૫,૪૦,૭૬૩ | ૨૫,૫૯,૬૪૨ | |
| ૧૮૨૧—૨૨ | ૭૬,૬૪,૮૨૦ | ૪૬,૭૮,૬૫૦ | પહેલીવાર સુતર આવ્યું |
| ૧૮૨૨—૨૩ | ૮૦,૦૯,૪૩૨ | ૬૫,૮૨,૩૫૧ | |
| ૧૮૨૩—૨૪ | ૫૮,૭૦,૫૨૩ | ૩૭,૨૦,૫૪૦ | |
| ૧૮૨૪—૨૫ | ૬૦,૧૭,૫૫૯ | ૫૨,૯૬,૮૧૬ | ૧,૨૩,૧૪૫ |
| ૧૮૨૫—૨૬ | ૫૮,૩૪,૬૩૮ | ૪૧,૨૪,૧૫૯ | ૭૫,૨૭૬ |
| ૧૮૨૬—૨૭ | ૩૯,૪૮,૪૪૨ | ૪૩,૪૬ ૦૫૪ | ૮,૮૨,૭૪૩ |
| ૧૮૨૭—૨૮ | ૨૮,૭૬,૩૧૩ | ૫૨,૫૨,૭૯૩ | ૧૯,૧૧,૨૦૫ |
| ૧૮૨૮—૨૯ | ૨૨,૨૩.૧૬૩ | ૭૯,૯૬,૩૮૩ | ૩૫,૨૨,૬૪૦ |
| ૧૮૨૯—૩૦ | ૧૩,૨૬,૪૨૩ | ૫૨,૧૬,૨૨૬ | ૧૫,૫૫,૩૨૧ |
| ૧૮૩૦—૩૧ | ૮,૫૭,૨૮૦ | ૬૦,૧૨,૭૨૯ | ૩૧,૧૨,૧૩૮ |
| ૧૮૩૧—૩૨ | ૮,૪૯,૮૮૭ | ૪૫,૬૪,૦૪૭ | ૪૨,૮૫,૫૧૭ |
| ૧૮૩૨—૩૩ | ૮,૨૨,૮૯૧ | ૪૨ ૬૪,૭૦૭ | ૨૩.૮૭,૮૦૭ |

સર ચાર્લ્સનું કહેવું ખરુ છે:—

" પરદેશનાં બજારોમાં જતું બંગાળાનું કાપડ દર વર્ષે એક કરોડ રૂપિયાની કિંમત જેટલું ઓછું થઈ ગયું છે. અને

દેશમાં જ વપરાતું (સુતર સાથે) ૮૦ લાખ જેટલું ઓછું થઇ ગયું છે. એટલે કે કુલ ૧ કરોડ ૮૦ લાખ જેટલું ઓછું થઈ ગયું છે. જે કંઇ નજીવું કાપડ હજુ પણ બહાર જાય છે તે વિલાયતી સુતરનું બનાવેલું હોય છે. ”

પડી ભાગેલા ધંધાવાળા બંગાળાના આ વણકરો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતાં સર ચાર્લ્સ ટ્રેવેલ્યને જણાવ્યું છે:—

“ દર વર્ષે ૧ કરોડ ૮૦ લાખ રૂપિયાનો માલ બનાવનારા આ કારીગરો માટે તેમને યોગ્ય બીજા ધંધાઓ ખુલ્લા નહિ રાખીએ તો તેમનું શું થશે ? ”

પણ આ પ્રમાણે ધંધો નાશ પામવાથી ભૂખે મરતા થયેલા લાખો લોકોને બચાવવા હિંદુસ્તાનની ખ્રિસ્તી સરકારે પોતાની ટચલી આંગળી પણ હલાવી નહિ. તેમ કરવાથી તેમને શો લાભ ? ઉલટું જેમ જેમ દર વર્ષે વિલાયતી માલની આયાત હિંદુસ્તાનમાં વધતી ગઇ તેમ તેમ તેઓ કાખલીઓ કૂટતા કૂટતા પોતાની જાતને શાબાશી આપવા લાગ્યા અને કહેવા લાગ્યા ‘જુઓ હિંદુસ્તાન સુધરતું જાય છે’!

પરંતુ એક બાજુ જ્યારે આ પ્રમાણે ‘અનિયંત્રિત’ વેપાર દાખલ કરીને વિલાયતી માલ હિંદુસ્તાનનાં બજારોમાં ભરી કાઢવામાં આવતો હતો તે વખતે બીજી બાજુ હિંદી માલની શી વલે થતી હતી? તે માલ ઇંગ્લેંડમાં દાખલ થતો અટકાવવા તેની ઉપર ભારે જકાતો નાખવામાં આવતી હતી. અંગ્રેજી હંસલી માટે જે જરૂરી હતું ત હિંદી હંસ માટે ઠીક ગણવામાં ન આવ્યું. નીચેના કોષ્ટક ઉપરથી જણાશે કે હિંદી માલ ઈંગ્લેન્ડમાં ઉતરતો ત્યારે તેના ઉપર કેટલી ભારે જકાત લેવામા આવતી હતી. તેમાં દેખાશે કે કેટલીક જાતો ઉપરની જકાત પાછળથી જ્યારે તે ઉદ્યોગ લગભગ કચરાઇ ગયો ત્યારે ઓછી કરવામાં આવી હતી.

## પરિશિષ્ટ નં૦ ૫.

(ઇસ્ટઇંડિયા કંપનીનો અહેવાલ, પુ. ૨, ભા. ૧, વેપાર વિષયક—છાપ્યું તા. ૧૬-૮-૩૨ પા. ૫૯૨-૬૦૭.)

હિંદુસ્તાનથી આવતા બધા માલ ઉપરની ખાસ જકાતો તેમજ હાલમાં બીજા દેશોમાંથી આવતા તેજ જાતના માલ ઉપર લેવાતી જકાતો બતાવવાને.

| વસ્તુઓ | ૧૮૧૩ (કિંમત ઉપર સેંકડે જકાત) | ૧૮૩૨ (કિંમત ઉપર સેંકડે જકાત) | બીજા દેશોમાંથી આવતા તેજ જાતના માલ ઉપર લેવાતી જકાત: બ્રિટિશ સંસ્થાનો | બીજા દેશોમાંથી આવતા તેજ જાતના માલ ઉપર લેવાતી જકાત: બીજા દેશો. |
|---|---|---|---|---|
| | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. |
| **એરોરૂટ** ... ... ... ... | ૮૧—૨—૧૧ | ૦—૦—૨ | ૦—૦—૧ | ૦—૦—૨ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત | | (રતલ ઉપર) | (હંડ્રવેટ) | |
| સેંકડે ... ... ... .. | ૩—૩—૪ | — | — | — |
| **સોટીઓ** | | | | |
| ફરવાની, મઢેલી, રંગેલી કે બીજી રીતે શણગારેલી ... ... ... | ૮૧—૨—૧૧ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| **ચીની સામાન** ... ... ... | ૧૨૦-૧૬—૮ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| ચીની માટીનો સામાન-રંગેલો ... | ૧૨૯-૧૬—૮ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ચીની માટીનો સામાન-સાદો | ૧૨૯-૧૬-૮ | ૧૫—૦—૦ | ૧૫—૦—૦ | ૧૫—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| | | ૦—૫—૦ | ૦—૫—૦ | ૦—૫—૦ |
| **કાથીનાં દોરડાં** | | | | |
| જૂનાં, ફક્ત પાથરણાં બનાવી | | ૦—૫—૦ | ૦—૫—૦ | ૦—૫—૦ |
| શકાય તેવાં... ... ... ... | ૮૧—૨—૧૧ | | | |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત | (ટન ઉપર) | | | |
| સેંકડે... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| **સુતરાઉ માલ** | | | | |
| જેવા કે મસલીન, સાડુ નાનકીન, | ૨ | | | |
| ફુલેરી મસલીન કે ધોળો કેલીકો ... | ૩૨—૯—૨ | ૧૦—૦—૦ | ૧૦—૦—૦ | ૧૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારે જકાત સેંકડે | ૧૧—૧૭-૬ | — | — | — |
| **કેલીકો** ૩ | | | | |
| સાદો ધોળો માલ; ડીમીટી સાડુ .. | ૮૧—૨—૧૧ | ૧૦—૦—૦ | ૧૦—૦—૦ | ૧૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારે જકાત સેંકડે | ૩-૧૯—૨ | — | — | — |

(૧) મૂળ પુસ્તકમાં ૧૮૧૨—૧૩—૧૪—૧૫ અને ૨૩ થી ૩૨ સુધીના વર્ષ લીધેલાં છે. અહીં શરૂઆતમાં સૌથી વધારે જકાત કેટલી હતી, અને છેવટે કેટલી રહી તેટલું જણાવવા માટે બેજ વર્ષો ઉતારવામાં આવ્યાં છે. (અનુ.)

(૨) ૧૮૨૪માં ૩૭ પા. ૧૦ શી. ૦ પેન્સ.

(૩) સાડુ, ભરેલું કે ચિતરેલું એક જાતનું સફેદ સુતરાઉ કાપડ જેના પડદા બનાવવામાં આવતા.

## પરિશિષ્ટ નં૦ ૫ (ચાલુ).

| વસ્તુઓ | ૧૮૧૩ (કિંમત ઉપર સેંકડે જકાત) | ૧૮૩૨ (કિંમત ઉપર સેંકડે જકાત) | બીજા દેશોમાંથી આવતા તે જ જાતના માલ ઉપર લેવાતી જકાત: બ્રિટિશ સંસ્થાનો | બીજા દેશો. |
|---|---|---|---|---|
| | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. |
| ઇંગ્લેંડમાં પહેરવા કે વાપરવાની બંધીવાળું ... ... ... | —[૫] | ૧૦-૦—૦ | ૧૦-૦—૦ | ૧૦—૦—૦ |
| વખારમાં લેવાની જકાત[૪] ... ... | ૩-૧૯—૨ | — | — | — |
| **સુતરાઉ કાપડ જેમાં વપરાયું હોય તેવો સરસામાન :** ત્યાર વિના જેના ઉપર જકાત લેવાતી ન હોય : તૈયાર કે અધુરો ... ... ... | ૩૨-૯—૨[૬] | ૨૦-૦—૦ | ૨૦-૦—૦ | ૨૦—૦—૦ |
| **બકરાના વાળ કે ઊનનો માલ** તથા જેના ઉપર જકાત લેવામાં ન આવતી હોય તેવા માલના મિશ્રણવાળો બકરાના વાળ કે ઊનનો માલ...... ... ... ... | ૮૧-૨-૧૧ | ૩૦-૦—૦ | ૩૦-૦—૦ | ૩૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વખારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪[૭] | — | — | — |

(૪) યુરોપના બીજા દેશોમાં વેચવા માટે આણેલું (૫) ૧૮૧૪ ૫ પા. ૦ શી. ૯ પેન્સ (૬) ૧૮૧૯ માં ૫૦ પા. ૦ શી. ૦ પેન્સ. (૭) ૧૮૧૪ માં ૫ પા. ૦ શી. ૦ પેન્સ.

| | | | | |
|---|---|---|---|---|
| **શિંગડાં :** | | | | |
| ભેંસ, આખલા, ગાય કે બળદનાં | ૦—૫—૬½ | ૦—૨—૪ | ૦—૨—૪ | ૦—૨—૪ |
| કુલ કિંમત ઉપર વધારે જકાત ... | ૩—૩—૪ | — | — | — |
| **રોગાનથી વાર્નિશ કરેલો સામાન...** | ૮૧—૨—૧૧ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે... ... ... .. | ૩—૩—૪ | — | — | — |
| **સાદડીઓ અને પાથરણાં** | ૮૧—૨—૧૧ | ૨૦—૦—૦ | | |
| અંગ્રેજોના તાબાના મુલકમાંથી આવ્યાં | | | ૫—૦—૦ | ૨૦—૦—૦ |
| હોય તો. ... ... ... | ૮૧—૨—૧૧ | ૫—૦—૦ | | |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| **અળસીનું તેલ** ... ... ... | ૮૧—૨—૧૧ | ૦—૧—૪ | ૦—૧—૪ | ૦—૧—૪ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત | (વજન રતલમાં) | | | |
| સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| **કોપરેલ** ... ... ... ... | ૮૧—૨—૧૧ | ૦—૨—૬ | ૦—૨—૬ | ૦—૨—૬ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે ... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| રતલ દીઠ દાણ ... ... ... | ૦—૨—૦ | — | — | — |
| **રેશમી માલ** | ૧૮૨૯ સુધી બધી | | | |
| બૅન્ડેના અને બીજા રૂમાલો; | ૧૮૨૯માં | | | |
| ૭ વારથી લાંબા નહિ તેવા કકડા ... | ૩૦—૦—૦ | ૧૦—૦—૦ | | |
| ૭ વારથી મોટા પણ ૭ વારથી વધારે નહિ ... ... ... | „ | „ | | |

(૮) આછા કેસરી રંગના. ધોળાં ચાંદાં વાળા રેશમી રૂમાલ.

## પરિશિષ્ટ નં૦ ૫ (ચાલુ)

| વસ્તુઓ | ૧૮૧૩ (કિંમત ઉપર સેંકડે જકાત) | ૧૮૩૨ (કિંમત ઉપર સેંકડે જકાત) | બીજા દેશોમાંથી આવતા તેજ જાતના માલ ઉપર લેવાતી જકાત: બ્રિટિશ સંસ્થાનો | બીજા દેશોમાંથી આવતા તેજ જાતના માલ ઉપર લેવાતી જકાત: બીજા દેશો. |
|---|---|---|---|---|
| | પા. શી. પેન્સ. ૧૮૨૬સુધી બંધી ૧૮૨૬માં | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. |
| તેથી વધારે દરેક વાર દીઠ... ... | ૩૦—૦—૦ | ૨૦—૦—૦ | | |
| **રેશમી ટાફેટીઝ(૯)** | | | | |
| અને બીજું સાદું કે ભાતવાળું કાપડ. | ,, | ૩૦—૦—૦ | | |
| ,, અંગ્રેજોના તાબાના મુલકમાં બનેલું.. | ,, | ૨૦—૦—૦ | | |
| ,, કૅન્ટન અથવા ચીની ક્રેપ(૧૦)... ... | ,, | ૩૦—૦—૦ | ૩૦—૦—૦ | સેંકડે. |
| રેશમી ભાત ભરેલી હોય તે ... ... | ,, | ૩૦—૦—૦ | | |
| રેશમી અથવા જેની જકાત ન લેવાતી હોય તેવા માલ સાથેનો મિશ્રમાલ ... ... ... ... | ,, | ૩૦—૦—૦ | | |
| તેના ઉપર લેવાતી વખારની જકાત, જોકે દેશમાં વાપરવાની બંધી... ... | (૧૧) ૩-૧૯—૨ | — | — | — |

(૯) સુંદર, મુલાયમ, બારીક, રેશમી કાપડ.

(૧૦) શોક પ્રસંગે વપરાતું કાળું રંગેલું રેશમી કાપડ.

(૧૧) ૧૮૧૪ માં ૫ પા. ૦ શી. ૦ પેન્સ.

| | | | | |
|---|---|---|---|---|
| સાબુ કઠણ ... ... ... ... | ૮૧—૨-૧૧ (હંડ્રેવેટ ઉપ) | ૪-૧૦—૦ | ૧—૮—૦ | ૪-૧૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે... ... ... ... | ૩—૩—૪ | — | — | — |
| દારૂ | | | | |
| (ગૅલન દીઠ) ... ... ... | ૦—૧—૧૧ ૩/૪ | ૧—૨—૬ | ૦—૯—૦ | ૧—૨—૬ |
| ૧૮૨૫ સુધી લેવાતું દાણ ... ... | ૧૦-૧૯-૧૨૭/૨૩૬ | | | |
| ખાંડ | | | | |
| (હંડ્રેવેટ ઉપર)... ... ... | ૧-૧૩—૦ | ૩—૩—૦ | ૧—૪—૦ | ૩—૩—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે... ... ... ... | ૧—૦—૦ | — | — | |
| ચ્હા ... ... ... ... | ૬—૦—૦ | — | — | — |
| દાણ ... ... ... ... | ૯૦—૦—૦ | — | — | |
| ૧૮૧૯ પછી બધી જકાત દાણ તરીકે લેવાવા માંડી: ૨. શીલીંગે રતલ સુધીના ભાવવાળી માટે ... ... | ૯૬—૦—૦ | ૯૬—૦—૦ | બંધી. | |

## પરિશિષ્ટ નં૦ ૫. (ચાલુ)

| વસ્તુઓ | ૧૮૧૩ (કિંમત ઉપર સેંકડે જકાત) | ૧૮૩૨ (કિંમત ઉપર સેંકડે જકાત) | બીજા દેશોમાંથી આવતા તેજ માલ ઉપર લેવાતી જકાત: બ્રિટિશ સંસ્થાનો | બીજા દેશોમાંથી આવતા તેજ માલ ઉપર લેવાતી જકાત: બીજા દેશો |
|---|---|---|---|---|
| | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. | પા. શી. પેન્સ. |
| ૨ શીલીંગે રતલથી વધારે ભાવની... | ૧૮૧૯ થી ૧૦૦-૦-૦ | ૧૦૦-૦-૦ | બંધી. | |
| ાચબાની પીઠ—કચકડો (રતલ ઉપર).... ... ... | ૦—૩-૧૧½ [૧૨] | ૦—૨—૦ | ૦—૧—૦ | ૦—૨—૦ |
| કચકડાની ચીજો ... ... ... | ૮૧—૨—૧૧ | ૨૦—૦—૦ | ૨૦—૦—૦ | ૨૦—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારે જકાત સેંકડે | ૩—૩—૪ | — | — | — |

(૧૨) ૧૮૧૯ માં પા. ૪ શી. ૦ પેન્સ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬ ... ... ... ... ... | ૦—૧૬—૧૧ | ૦—૫-૧૦ | ૦—૭—૪ | ૦—૫-૧૦ |
| બીજી ગણવામાં તથા જાણવામાં નહિ આવેલી અને તેથી જકાત વિના રહી ગએલી તેવી થોડી ઘણી અથવા પૂરેપૂરી તૈયાર કરેલી ચીજો, માલ અથવા સામાન; ઇંગ્લેન્ડમાં જેની બંધી પણ ન હોય ... ... | ૮૧-૨—૧૧ | ૨૦—૦—૦ | ૨૦—૦—૦ | ૨૦—૦—૦ |
| બીજી ગણવામાં તથા જાણવામાં નહિ આવેલી અને તેથી જકાત વિના રહી ગએલી તેવી થોડી ઘણી કે પૂરેપૂરી તૈયાર નહિ કરેલી ચીજો, માલ અથવા સામાન; ઇંગ્લેન્ડમાં જેની બંધી પણ ન હોય... ...... ... | ૩-૧૩—૪ | ૫—૦—૦ | ૫—૦—૦ | ૫—૦—૦ |
| કુલ કિંમત ઉપર વધારાની જકાત સેંકડે.... ... ... ... | ૩—૩—૪ | — | — | |

સુતરાઉ તથા રેશમી કાપડનો માલ તૈયાર કરનારા અને વેચનારા બંગાળાના કેટલાક દેશીઓએ અંગ્રેજ સરકારની વેપાર ઈ. માટેની પ્રીવી કાઉંસીલના માનવંત ઉમરાવો આગળ ૧૮૩૧ ના સપ્ટેંબરની પહેલી તારીખે એક અરજી રજુ કરી હતી. આ અરજીમાં ૧૧૭ પ્રતિષ્ઠિત દેશીઓએ સહી કરી હતી. તેમણે લખ્યું હતું:—

આપને અરજ કરનારા અમોને છેલ્લાં કેટલાંક વર્ષોથી દેખાતું જાય છે કે વિલાયતનો માલ બંગાળામાં દાખલ થવા લાગવાથી અમારો ધંધો જવા બેઠો છે. વિલાયતી માલની આયાત દર વર્ષે વધતી જ જાય છે અને દેશી કારીગરો મોટા સંકટમાં આવી પડયા છે.

દેશી માલનું રક્ષણ કરવા વિલાયતી માલ ઉપર કાંઈ પણ જકાત નાખ્યા વિના તેને બંગાળામાં વપરાવા દેવામાં આવે છે.

જ્યારે બંગાળાનો માલ ગ્રેટબ્રિટનમાં વપરાય છે ત્યારે તેના ઉપર નીચે પ્રમાણે જકાતો નાખવામાં આવે છે.

સુતરાઉ માલ ઉપર ૧૦ ટકા.
રેશમી માલ ઉપર ૨૪ ટકા.

આપને અરજ કરનારાઓ આપને આ બાબત ઉપર વિચાર કરવાની બહુ જ નમ્ર વિનંતિ કરે છે; અમને વિશ્વાસ છે કે આ મહાન સામ્રાજ્યના કોઇ પણ ભાગના ઉદ્યોગ સામે પોતાનાં દ્વાર બંધ કરી દેવાનો ઇંગ્લેન્ડનો ઇરાદો નથી જ.

તેથી, બ્રિટિશ પ્રજાના હકો અમને પણ આપવા માટે અમે આપ સાહેબોને વિનંતિ કરીએ છીએ, અને નમ્રતાથી અરજ ગુજારીએ છીએ કે બંગાળાના સુતરાઉ અને રેશમી માલને જકાત વિના જ ઇંગ્લેન્ડમાં પેસવા દેવામાં આવે,

અથવા તો બંગાળામાં આવતા વિલાયતી માલ ઉપર જેટલી જકાત નાખવામાં આવે તેટલી જ તેના ઉપર નાંખવામાં આવે.

આપ સાહેબોને માલમજ હશે કે અંગ્રેજ કારીગરો તેમની યંત્રો બનાવવાની અને વાપરવાની કુશળતાને કારણે મોટો લાભ ઉઠાવે છે. યંત્રોની મદદથી તેઓ બંગાળાના ગામઠી કારીગરો કરતાં પોતાનો માલ ઓછે ભાવે વેચી શકે છે. તેથી અમારી અરજી મંજુર થવાથી અમને કોઇ મોટો લાભ થઈ જવાનો છે એમ અમે માનતા જ નથી. પરંતુ એમ કરવાથી આપ સાહેબોની અમારા પ્રત્યેની સહાનુભૂતિની પ્રતીતિ થવાથી અમારાં મન શાંત થશે. તેમજ હિંદુસ્તાનના વતનીઓને અપાયેલા ન્યાયના એવા દાખલાઓથી અંગ્રેજ સરકારનું રાજ્ય અમને વધારે પ્રિય થઇ પડશે.

અમે ખાત્રીપૂર્વક વિશ્વાસ રાખીએ છીએ કે જાતિ, દેશ અને રંગનો ભેદ રાખ્યા વિના આપ સાહેબોનો ન્યાયી હાથ હિંદુસ્તાનની બ્રિટિશ પ્રજા પ્રત્યે પણ લંબાવવામાં આવશે.

૧૧૭ પ્રતિષ્ઠિત દેશીઓએ સહી કરીને મોકલેલી આ અરજી નામંજૂર થઇ. શા માટે મંજુર થાય? આવી અરજી મંજૂર રાખવામાં આવે તો હિંદુસ્તાનના દેશીઓનું હિત અને સુખ શી રીતે સચવાય! કારણકે ૧૮૧૩ ના સનંદવાળા કાયદા પ્રમાણે તેમણે પ્રતિજ્ઞા લીધી હતી કે હિંદુસ્તાનના લોકોનું હિત અને સુખ સાચવવાં એ ઇંગ્લેન્ડની ફરજ છે! સર લેપેલ ગ્રીફીન અને તેના જેવા જ વિચારના બીજા અંગ્રેજોના મત પ્રમાણે ઇંગ્લેન્ડના લોકો હિંદુસ્તાનની પ્રજાના પાલક પ્રભુ છે. એટલે હિંદુસ્તાનના લોકોનું હિત શામાં રહેલું છે તથા તેમનું હિત તથા સુખ

શી રીતે વધે તેમ છે તેની તેમને ખબર જ છે. તો પછી આવી અરજીઓ કરવાની તસ્દી તેમણે શા માટે લેવી જોઇએ. ઉપલી અરજી જ્યારે નામંજુર થઇ ત્યારે હિંદુસ્તાન સાથે વેપારના સંબંધવાળા લંડનના વેપારીઓએ પોતાનું પરગજુ-પણું દાખવવા ઇસ્ટ ઇંડિયા કંપનીના ડીરેક્ટરોની સભાને ૧૮૩૨ના ઓક્ટોબરની ૧૩મી તારીખે એક કાગળ મોકલ્યો. તેમા લખ્યું હતું કેઃ—

> આપની નામદાર સભા આગળ અમે હિંદી કારીગરો તથા હિંદી વેપારીઓની એક મોટી મુશ્કેલી રજુ કરવાની રજા માગીએ છીએ, જેથી આપની નામદાર સભા તે બાબતમાં તપાસ કરી શકે અને તેમને તેમજ વેપારને કારણે તેમની સાથે સંબંધવાળા અમને જે મદદની જરૂર છે તે આપી શકે.
>
> બંગાળામાં તૈયાર થતો સુતરાઉ માલ કલકત્તામાં આવતાં જ તેના ઉપર ૨½ ટકાની મુલકી જકાત લેવામાં આવે છે. અને તે માલ ઇંગ્લેન્ડ કે બીજે કોઇ ઠેકાણે ચઢાવવાનો હોય છે તોપણ તેની છૂટ મૂકવામાં આવતી નથી, પરંતુ ગળી, રૂ, શણ અને તમાકુ ઇંગ્લેન્ડ ચઢાવવાનાં હોય છે ત્યારે તેમના ઉપર મુલકી જકાતની છૂટ મૂકવામાં આવે છે.
>
> શરૂઆતમાં આવો ભેદ રાખવાનું કારણ એમ સમજાય છે કે તે વખતે જ્યારે ગળી વગેરે ચીજો હિંદુસ્તાનમાંથી જ મળી શકતી હતી ત્યારે તે વસ્તુઓ પકવનારને ઉત્તેજન આપવાની જરૂર હતી. પણ **તે વખતે વિલાયતી કાપડ હિંદુસ્તાનમાં નહિ જેવું જ જતું હતું** એટલે દેશી કાપડને રક્ષણ આપવાની જરૂર ન હતી.
>
> પણ હવે વિલાયતી માલ માત્ર ૨½ ટકા જેટલી જકાત ભરીને તે દેશમા મોટા પ્રમાણમાં આયાત કરવામાં આવે

છે. ઈંગ્લેન્ડમાં આવતા હિંદી માલ ઉપર રેશમી કાપડ માટે છ ટકા અને સુતરાઉ કાપડ ઉપડ ૧૦ ટકા જકાત લેવામાં આવે છે. એટલે વિલાયતી માલના લાભમાં રાખેલો બંને દેશની જકાતો વચ્ચેનો આટલો મોટો તફાવત હવે બની શકે તેટલો ઓછો કરી નાખવો એ ડહાપણભરેલું તેમ જ ન્યાયી છે એટલુંજ નહિ પરંતુ રાજનીતિની દૃષ્ટિએ પણ યોગ્ય છે. તેમ કરવા માટે કલકત્તાથી ઇંગ્લેન્ડ ચઢતા માલ ઉપર જે ૨½ ટકા મુલકી જકાત લેવામાં આવે છે તે કાઢી નાખવામાં આવે તો ખાસ નુકસાનમાં ઉતર્યા વિના હાલ તરતમાં ઘણું કર્યું કહેવાય.

નામદાર સભા આગળ આ રસ્તો રજુ કરતી વખતે નામદાર સભાનું ધ્યાન અમે એક વાત ઉપર ખેંચવા માગીએ છીએ. પહેલાં પરદેશથી ઇંગ્લેન્ડમાં આવતા રેશમી માલ ઉપર સેંકડે ૨૫ ટકા જકાત લેવામાં આવતી હતી. હવે ઈંગ્લેન્ડમાં તૈયર થતા[1] રેશમી કાપડને[2] પરદેશ ચઢાવતી વખતે તેટલી જ[3] એટલે કે સેંકડે ૨૫ ટકા રાજ્ય તરફથી મદદ આપવામાં આવે છે.

ઇંગ્લેંડમાં આયાત થતા હિંદુસ્તાનના સુતરાઉ અને રેશમી કાપડ ઉપર જે જકાતો છે તે ઓછી કરવા સેંકડો પ્રતિષ્ઠિત હિંદીઓની સહીવાળી એક અરજીનો બ્રિટિશ સરકારે અસ્વીકાર કર્યો છે. તેને લીધે હાલમાં ત્યાં નિરાશા ઉભી થઈ છે તે વખતે અમે જે છૂટ માગીએ છીએ તે આપવામાં આવશે તો તેની કિંમત વધી જશે એમ અમે માનીએ છીએ.

---

૧ કાચા રેશમમાંથી અથવા, તો પરદેશમાં કે ઇંગ્લેન્ડમાં કંતાયેલા રેશમમાંથી. ૨ ૧૪ શીલીંગે રતલ અને તેથી ઉપરના ભાવવાળા માલ ઉપર. ૩ રતલ દીઠ ૩ શી. ૬ પેન્સ.

અમે જે પગલું ભરવાનું સૂચવી રહ્યા છીએ તેનાં કારણો આ પ્રમાણે રજુ કર્યાં બાદ, ઉપર જણાવેલી ૨½ ટકા જકાત રદ કરવાનો હુકમ ત્યાંની સરકારને જેમ બને તેમ જલદી કરવા માટે આપની નામદાર સભાને વિનંતિ કરીને અમે વિરમીએ છીએ."

પરોપકારને અને દુકાનદારીને સાથે રહેવું જરાયે બનતું નથી. ઉપલા કાગળમાં સહી કરનારા આ દુકાનદારો આ કાગળ લખતી વખતે પોતે કયા હેતુથી તેમ કરતા હતા તે મનમાં સારી પેઠે સમજતા હતા. "બ્રિટિશ હિંદમાંથી ઇંગ્લેન્ડ ચઢતા માલ ઉપર લેવાતી ૨½ ટકા મુલકી જકાત રદ કરવાનું" તેઓ પરોપકાર માટે કે નિઃસ્વાર્થપણે જ સૂચવી રહ્યા હતા એમ નહતું.

પણ બંગાળાના ૧૧૭ પ્રતિષ્ઠિત માણસોએ કરેલી અરજીના જે હાલ થયા તે જ હાલ આ કાગળના પણ થયા.

સરકારે પોતાના હાથમાં રહેલાં બધાં સાધનો વાપરીને હિંદી ઉદ્યોગોનો નાશ કરવાનો નિશ્ચય કરી દીધો હતો. હિંદી માલ ઉપર ઇંગ્લેન્ડમાં ભારે જકાતો નાખી હતી પરંતુ આ જગાએ કોઇ એમ દલીલ કરે કે હિંદી માલ માત્ર ઇંગ્લેન્ડમાં કે તેની મારફતે બીજા દેશોમાં જ વેચાતો હતો તેવું હતું જ નહિ. હિંદુસ્તાનમાં જ હિંદીમાલ સારી પેઠે વપરાતો હતો, એટલે હિંદીમાલને જોઇએ તેટલું મોટું બજાર હિંદુસ્તાનમાં જ હતું. આ દલીલના જવાબમાં અમે હવે એમ બતાવવા પ્રયત્ન કરીશું કે હિંદુસ્તાનની અંદર પણ આ ઉદ્યોગોને કચરી નાખવા તથા

તે માલ બનાવનારાઓને રખડતા કરવા બીજા ઉપાયો લેવામાં આવ્યા હતા. હિંદી માલ ઉપર દેશની અંદર જે રાહદારી-વેરા તથા જકાતો નાખવામાં આવી હતી તે બધી, દેશના ઉદ્યોગોને ગુંગળાવી નાખવાના હેતુથી જ નાખવામાં આવી હતી. તે જકાતો ઉઘરાવનારા અમલદારોએ ચલાવેલી ગેરવર્તણુંક અને દગલબાજી બહાર પડી જવાથી હિંદી સરકારને તે બાબત ધ્યાન ઉપર લેવી પડી. મી. અલેક્ઝાન્ડર રૉસ, લૉર્ડ બેન્ટિંકની વાઈસરૉયગીરી દરમ્યાન વડી સભાનો સભ્ય હતો. તેણે આ જકાતો રદ કરવાનો સવાલ ઉઠાવ્યો. આ બાબત ઉપર રીપોર્ટ કરવા માટે સર ચાર્લ્સ ટ્રેવેલ્યનની નીમણુંક કરવામાં આવી. તેણે જે રીપોર્ટ તૈયાર કર્યો તેના વિષે ઉલ્લેખ કરતાં મૅકોલે લખે છેઃ—

> આના જેવો ઉત્તમ સરકારી રીપોર્ટ મેં એક પણ વાંચ્યો નથી. હિંદુસ્તાનમાં જ નહિ પણ ઈંગ્લેન્ડમાં પણ ૨૭ વર્ષની ઉમરનો કોઈ પણ માણસ તેવો રીપોર્ટ લખી શકયો નહોત.

સર ચાર્લ્સ ટ્રેવેલ્યનના રીપોર્ટની સમાલોચના કરતી વખતે લૉર્ડ ટેનમાઉથના પુત્ર ઑાન. ફ્રેડરીક શોરે પોતાના પુસ્તકમાં[1] આ રાહદારી વેરા અને મુલકી જકાતોનું સ્વરૂપ બહુ સારી રીતે વર્ણવી બતાવ્યું છે. તે લખે છેઃ—

> રાહદારી વેરા અને મુલકી જકાતો લેવાની દેશી પદ્ધતિ લગભગ ટોલ જેવી હોય છે. તે જકાત, માલની કિંમતનો ખ્યાલ રાખ્યા વિના જ બળદ, ખચ્ચર ઊંટ કે ગાડા ઉપર લેવામાં આવે છે, અને તે એટલી થોડી હોય છે કે કોઇને

૧ નોટ્સ ઑાન ઈંડિયન અફેર્સ.

દાણચોરીથી માલ લઈ જવાની લાલચ જ રહેતી નથી. તેમજ જકાત ઉઘરાવનારા અમલદારોને પણ માલ તપાસવાનું કારણ રહેતું નથી. તેમાં પાસની પણ જરૂર નથી પડતી તેમજ કશા વિધિમાંથી પણ પસાર થવાપણું રહેતું નથી. આ ટોલ દર ૪૦, ૫૦ કે ૬૦ માઇલે ભરવાના હોતા એટલે વાસ્તવિક રીતે, માલ જેટલો દૂર લઈ જવામાં આવે તે અંતર ઉપર જકાત ભરવી પડતી. અને તે પણ જેમ જેમ મુસાફરીમાં આગળ વધતા જાય તેમ તેમ હપ્તે હપ્તે આપવી પડતી.

અંગ્રેજોએ પોતાના સર્વસામાન્ય દૃઢ ખ્યાલ પ્રમાણે, દરેક દેશી પદ્ધતિ ઇંગ્લેંડની પદ્ધતિ કરતાં ઉતરતી પંક્તિની જ હોવી જોઇએ એમ માની લઇ ડહાપણમાં ને ડહાપણમાં આખી દેશી વ્યવસ્થા રદ કરી અને વેપારીને હર વખતે ટોલ ભરવાની જરૂર ન રહે તેવી પદ્ધતિ દાખલ કરવાનો વિચાર કર્યો. તે પદ્ધતિ નીચેના સિદ્ધાંત ઉપર રચવામાં આવી હતીઃ—

અધી જકાત એક સામટી લઇ લેવી અને વેપારીને એક પાસ[1] આપવો. પછી તેને પોતાની મુસાફરીના અંત સુધી કશું ભરવું ન પડે. સામાન્ય રીતે એમ માની લેવામાં આવે કે આ જકાત, દૂર જનારા માલ ઉપર કે નજીક જનારા માલ ઉપર એક સરખી જ લેવાની હોવાથી, દૂરની મુસાફરી અને ટુંકી મુસાફરી માટે, દેશી પદ્ધતિ પ્રમાણે જે ભરવું પડતું, તેની સરાસરી કાઢીને નક્કી કરવામાં આવી હશે. પણ ના. જે ધોરણ ઠરાવવામાં આવ્યું હતું તે લાંબામાં લાંબી મુસાફરી માટે જેટલા ટોલ ભરવા પડે તેનો સરવાળો કરીને ઠરાવ્યું હતું; આમ એક સામટે જકાત લઈ લેવાને બહાને

૧ તેને ‘રવાનો’ કહેવામાં આવતો હતો.

જકાતમાં ઘણો જ વધારો કરી મૂકવામાં આવ્યો. એટલે હિંદી વેપારીઓને અંગ્રેજી રાજ્યની ઉત્તમતા તથા તેના લાભોનો પહેલો નમુનો એ મળ્યો કે તેમને પોતાના માલ ઉપર, પહેલાં કદી ભરવી પડતી ન હતી તેટલી મોટી જકાત ભરવાની આવી.

હવે બીજો મુદ્દો પાસ અથવા રવાનાનો છે વેપારી પોતાનો માલ મોકલે તે વખતે પાસ કઢાવી લે છે. પણ ત્યારબાદ તેની સતાવણીનો છેડો જ આવતો નથી ધારો કે એક વેપારી ફતેહગઢથી એક વહાણ ભરીને માલ કલકત્તા મોકલે છે. હવે કલકત્તા પહોંચ્યા બાદ તે માલ જો સામટો વેચાઇ ન જાય તો પહેલાં મેળવેલો પાસ નકામો થઈ જાય છે. તેને તે પાસ, જકાતની ઓફિસે લઈ જવો પડે છે અને તેના બદલામાં જુદા જુદા માણસોને વેચેલા માલના જુદા જુદા જથાઓ માટે જુદા પાસ કઢાવવા પડે છે. તે બદલ તેના ઉપર સેંકડે અર્ધા રૂપિયા જેટલી વધારાની જકાત લેવામાં આવે છે. પણ આમ જકાત-ઓફિસમાં રજુ થવામાં જે વખત બગડે, માલ વેચી દેવામાં જે ડખલ નડે અને માલ ખસેડવાની જે મુશ્કેલી પડે તેના પ્રમાણમાં આ જકાત પોતે તો નજીવી છે. વળી એક પાસ એક વર્ષ સુધી જ ચાલી શકે. તે વખત સુધીમાં માલ વેચાઈ ન ગયો તો વેપારીને પેલો પાસ બદલાવી લાવવો પડે અથવા નવો કઢાવવો પડે. પણ વર્ષ પૂરું થાય તે પહેલાં તેણે જૂનો પાસ પાછો આપી દેવો જોઇએ અને પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે એમ સાબિત કરી આપવું જોઇએ ત્યાર બાદ સેંકડે અર્ધો રૂપિયો ભરવાથી નવો પાસ બદલી આપે. જો તેમ ન કરે તો તેની પાસેથી બધી જકાત ફરી લેવામાં આવે. આમ પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે તે સાબિત કરી આપવાની મુશ્કેલી, જકાત-ઓફિસની તપાસમાં થતી ઢીલ

અને તે કારણે બગડતો વખત—એ બધાની ડખલ એટલી બધી હોય છે કે ઘણા ખરા વેપારીઓ ઓછું નુકસાન ગણીને બધી જકાત ફરીથી જ ભરી લે છે.......પાસની આ પદ્ધતિથી વેપારીને બીજી પણ ઘણી મુશ્કેલીઓ પડે છે અહીં હું તેમાંની એક જ જણાવીશ. ઘણા દાખલાઓમાં વેપારીઓ, જકાત ભરીને પાસ કઢાવી શકે તેમ હોતું જ નથી. જ્યારે તેઓ મેળાઓમાં કે ગુજરીઓમાં ( કે જે ઘણીવાર જકાત ઓફિસથી ૫૦ કે ૮૦ માઈલ જેટલે પણ દૂર ભરાય છે, ત્યાં ) જવાના હોય છે ત્યારે પોતે કેટલો માલ ખરીદવાના છે અથવા ઘણીવાર તો કયી જાતનો માલ ખરીદવાના છે તે પણ આગળથી કહી શકે તેમ હોતું નથી. કારણ કે મેળામાં ગયા બાદ પહેલાં નહિ ધારેલી એવી કોઇ ચીજ ખૂબ સસ્તી માલમ પડે તો તેઓ ત્યાં ને ત્યાં મોટા જથામાં ખરીદી લે. પછી, આગળ આવતી જકાત–ઓફિસમાં કર ભરી દેવાના પ્રમાણિક ઇરાદાથી ખરીદેલો માલ લઇને તેઓ પાછા આવવા નીકળે. પણ કમનસીબે જકાત–ઓફિસ સુધી પહોંચતા પહેલાં જ વચ્ચે ચોકીઓ વટાવવાની હોય છે, અને કાયદા પ્રમાણે રવાના વિનાના માલને ચોકી આગળ પકડાતાં જપ્ત કરી લેવામાં આવે છે.

પછી મી. શોર ચોકીઓ આગળ માલ તપાસવામાં આવતો હોવાથી વેપારમાં પડતી ડખલ વિષે લખે છેઃ—

દાણચોરી ન થાય તે માટે આવી અસંખ્ય ચોકીઓ સ્થાપવામાં આવી હતી. તે દરેક ઠેકાણે, તે માલ પાસમાં જણાવ્યા પ્રમાણેનો જ છે કે નહિ તે તપાસવા નોકરો રાખવામાં આવ્યા હતા. કાયદા પ્રમાણે કોઇ પણ ચોકી, જકાત–ઓફિસથી ચાર માઇલ કરતાં વધારે દૂર હોવી જોઇએ નહિ.

પરંતુ વ્યવહારમાં આ કાયદાને કોરે મૂકવામાં આવ્યો હતો. આવી ચોકીઓ કોઇ કોઇ દાખલામાં તો જકાત ઓફિસથી ૬૦ કે ૭૦ માઇલ જેટલે દૂર જુદેજુદે ઠેકાણે સ્થાપવામાં આવી હતી. આ ચોકીવાળાઓને કેટલી સત્તા આપવામાં આવી હતી તેનો હવે આપણે વિચાર કરીએ. તેમને માલની પૂરેપૂરી તપાસ કરવાનો હક હતો. માલની જાત, જથો, સંખ્યા, બંડલોની વિગત, માલની કિંમત, ઈ. બધું પાસ પ્રમાણે મળતું આવે છે કે નહિ તેની તેમને ખાત્રી કરી લેવાની હતી......જો દરેક ચોકીનો અમલદાર કાયદાને બરાબર અમલમાં મૂકે તો વેપારીને, ખર્ચ તેમજ સમયની બાબતમાં એટલી બધી મુશ્કેલી નડે કે દેશનો આખો વેપાર જ ભાગી પડે એ દેખીતું છે.

વારંવાર પૂછવામાં આવે છે કે જે વેપારીઓ ઉપર આટલો બધો ત્રાસ ગુજારવામાં આવે છે તેઓ તે બાબત ફરિયાદ કેમ નથી કરતા ? તેનું કારણ બીજું કાંઈ જ નથી, પણ, તેમ કરવા જતાં ફાયદો થવાને બદલે ઉલટું નુકસાનજ થવાનું હોય છે તેમને થયેલું નુકસાન ભરપાઇ કરી આપવામાં આવે એ વાત તો અસંભવિત જ હોય છે. અને કદાચ ભરપાઈ થાય તો પણ એટલો ખર્ચ થયા બાદ તથા એટલો વખત બગાડયા બાદ કે રોગ કરતાં તેનો ઉપાય જ વધારે દુઃખ દેનારો નીવડે.

આપણે ચારે બાજુથી, લોકોની વધતી જતી ગરીબાઈની, દેશની અંદરનો વેપાર ભાગી પડવાની અને ઉદ્યોગો વધવાને બદલે ઘટતા જવાની બૂમો સંભાળીએ છીએ. પણ તેમાં નવાઇ પામવા જેવું શું છે ? આપણી મુલકી જકાતોને કારણે વેપારીઓને જે અસહ્ય મુશ્કેલીઓ વેઠવી પડે છે તેનાથી બીજું શું પરિણામ આવે ? મી. ટ્રેવેલ્યન જણાવે છે કે દેશમાં વેપારીનો ધંધો અકારો તેમજ હીણપતભર્યો

થઈ ગયો છે. કારણકે મોટામાં મોટા પ્રતિષ્ઠિત લોકોને હલકામાં હલકા જકાતી અમલદારના પંજામાં સપડાવું પડે છે. દેશના પ્રતિષ્ઠિત લોકો જ્યારે પોતાના હાથમાં નકામી પડી રહેલી મુડી રોકવાને માટે કોઇ પણ ધંધો નથી મળતો એવી ફરિયાદ કરે છે ત્યારે તેમને કહેવામાં આવે છે કે તમે વેપાર કેમ નથી કરતા? તેઓ તેનો એક જ જવાબ આપે છે કે માલ તપાસવાને બહાને ગમે તેટલો વખત માલ રોકી રાખવાની સત્તાવાળા દરેક ચાર રૂપરડીના પગારદાર જકાતી અમલદારને સલામો ભરવાનું અમારાથી બની શકે નહિ......દિલ્હીના શેઠિયાઓએ પોતાની મુડીને ઉપયોગમાં લેવા ખાતર બનારસ સાથે શાલનો વેપાર શરૂ કર્યો હતો. પણ દરેક વખતે પરિણામ એ જ આવ્યું કે તેમનો માલ કોઇને કોઇ જકાત ઓફીસમાં રોકી રાખવામાં આવ્યાથી મોટી ખોટ ખાઇને તે ધંધો તેમને છોડી દેવો પડયો. હિંદુસ્તાનના ગરીબ વતનીઓ, આપણે હાથે થતા બીજા જુલમો અને કનડગતોની પેઠે આને પણ વેઠી લે છે. કારણકે તેઓને ખાત્રી થઈ ગઈ છે કે તેમને કશી જ દાદ મળવાની નથી. પણ લેફટેનંટ બર્ન્સ કે જે આપણી જકાત–ઓફિસની પદ્ધતિથી વાકેફ નહતો તેની આગળ બોખારાના વેપારીઓએ કેવી સખત ફરિયાદો કરી હતી તે જુઓ. તેમણે એમ સુદ્ધાં કહ્યું કે બ્રિટિશ હિંદના પ્રાંતોમાં વેપારીઓને કરવામાં આવતી કનડગત અને પજવણીથી તથા તેમની પાસેથી પડાવવામાં આવતા પૈસા જોઇને રૂશિયા, પેશાવર, કાબુલ કે બોખારાના ત્રાસ પણ ભૂલી જવાય છે.

આ પદ્ધતિની ઉદ્યોગો ઉપર અસર એ થાય છે કે કોઈ પણ ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચલાવી શકાતો નથી, તેમજ તેને લગતી બધી ક્રિયાઓ એક જ જગાએ બહુ નાના પ્રમાણમાં કરવી

પડે છે. ભલે પછી તેનો કેટલોક ભાગ તૈયાર કરનારા કારીગરો જ ત્યાં ન મળતા હોય કે તેને જોઇતું યોગ્ય સ્થાન પણ ત્યાં ન હોય. મોટા પ્રમાણમાં ઉદ્યોગ ચલાવવો હોય તો તેને જોઇતી સામગ્રી બહુ દૂરથી લાવવી પડે, એટલે પરિણામે મોટા ધંધાવાળાને બમણી જકાત આપવી પડે—એક તો કાચા માલ ઉપર અને બીજી, તૈયાર થએલી વસ્તુ ઉપર; બીજી બાજુ નાના કારીગરને કે નાના વેપારીઓને પોતાનો કાચો માલ લાવવા કે તૈયાર માલ વેચવા ચોકીની હદ બહાર જવું પડતું નથી એટલે તેને એક પણ જકાત ભરવી પડતી નથી. કોઇ અદ્‌ભુત પદ્ધતિથી શાલ ઉપર બમણી જકાત પડાવવામાં આવે છે, જે બધી મળીને ૧૫ ટકા થાય છે. ચામડા ઉપર ત્રણ વાર જકાત ચઢે છે જે બધી મળી ૧૫ ટકા થાય છે. અને રૂ ઉપર ચાર વાર ચઢે છે. જે બધી મળી ૧૭½ ટકા થાય છે. કેટલીય વસ્તુઓ ઉપર બમણી અને ત્રમણી જકાત આપવી પડે છે. કારણકે કાચા માલ તરીકે જે પાસ લીધો હોય તે તૈયાર થયેલી વસ્તુ માટે ચાલતો નથી.

પછી તાજા કલમ તરીકે મી. શોર ઉમેરે છે:—

આપણે હિંદુસ્તાનથી જ રૂ લાવતા હોવા છતાં તેનું કાપડ તૈયાર કરી હિંદુસ્તાનમાં જ પાછું મોકલી ત્યાંના કાપડ કરતાં પણ સસ્તું વેચીએ છીએ. એવું અદ્‌ભુત કામ કરવામાં અંગ્રેજ લોકોની બુદ્ધિ અને મુડીએ મેળવેલી સફળતાનાં બણગાં આપણે વર્ષો થયાં ફુંકયા કરીએ છીએ, પણ ઉપર વર્ણવેલી અસહ્ય પદ્ધતિ આપણે હિંદુસ્તાનમાં ચલાવતા હોઇએ અને બીજી બાજુ ઇંગ્લેન્ડમાં ત્યાંના માલની બંધી કરતા હોઇએ તો પછી એમ બને એમાં આશ્ચર્યકારક શું છે? ઉલટું, આવુંને આવું જો થોડો વધારે વખત ચાલ્યું

તો વસ્તીને ખાવા જેટલું અનાજ, તેને રાંધી ખાવા માટે બે ચાર ઠીંકરાં અને પહેરવા માટે બે ધાગા, એ સિવાય હિંદુસ્તાનમાં થોડાં વર્ષ પછી બીજું કશું ઉત્પન્ન નહિ થતું હોય. **હિંદુસ્તાન ઉપર ગુજારાતો આ જુલમ દૂર કરો તો થોડા વખતમાં બધી બાજી ઉલટાઈ જશે.**

બીજું ત્યાંના લોકો સરકારી લોનમાં જે મોટી રકમો ધીરે છે તે જોઈને તેઓ આપણા રાજ્યમાં કેટલો બધો વિશ્વાસ રાખે છે તેની વાતો આપણે ઠંડે પેટે કરીએ છીએ. પણ તેઓ તેમના પૈસાનું બીજું શું કરે ? સરકાર જાણતી નથી કે તેણે તે લોકોનો બધો વેપાર અને ઉદ્યોગો પાયમાલ કરવા માટે થાય તેટલું કર્યું છે. અને હજી પણ જો તે પોતાની રીત બદલશે નહિ તો થોડાં વર્ષમાં બધું જ પાયમાલ થઈ જશે. આજથી ૧૨ કે ૧૪ વર્ષ પહેલાં ફરૂકાબાદથી માલભરેલાં જેટલાં વહાણો બહાર જતાં હતાં તેમનો ત્રીજો ભાગ પણ હાલ જતો નથી. કશું ન મળે તેના કરતાં ( સરકારી લોનના ) ચાર કે પાંચ ટકા પણ સારા છે,... પણ જો સંયુક્ત પ્રાંતોની જમીનનું ગણોત ચોક્કસ પાયા ઉપર મૂકી આપવામાં આવે અને વેપાર તથા ઉદ્યોગોને ડખલ વગર ચાલવા દેવામાં આવે, તો સરકારને આટલે થોડે વ્યાજે નાણાં નહિ મળી શકે એટલું જ નહિ પણ અત્યારની લોનોના ભાવ પણ એકદમ બેસી જશે.તેમને આપણા ઉત્તેજનની કે બીજી કશી મદદની પણ જરૂર નથી. ફક્ત તેમના ઉપરથી હાલનો, જકાત અને વેરાનો બોજો ઉઠાવી લો એટલે બસ.

પાછળથી રાહદારી જકાતો કાઢી નાખવામાં આવી હતી એ વાત ખરી છે. પરંતુ ત્યાર પહેલાં બ્રિટિશ હિંદમાં

આવેલા પ્રાંતોના ઉદ્યોગો ફરી ઉભા ન થઇ શકે તેટલા કચરાઈ ગયા હતા.

ઇસ્ટ ઇંડિયા કંપનીનો ઇજારો ૧૮૧૩ માં રદ થવાથી હિંદુસ્તાન ચઢતા વિલાયતી માલની નિકાસ દરવર્ષે વધતી જતી દેખી ઇંગ્લેન્ડના ખ્રિસ્તી વતનીઓ એકબીજાને ધન્યવાદ આપવા લાગી ગયા હતા. પરંતુ તે વખતે ઇંગ્લેન્ડ ચઢતા હિંદી સુતરાઉ માલના વેપારની કેવી વલે થઇ હતી એ નીચેના કોષ્ટક ઉપરથી જણાશે.

| વર્ષ. | | ગાંસડીઓ. | | તાકા |
|---|---|---|---|---|
| ૧૮૧૪-૧૫ | ... | ૩,૮૪૨ | ... | ... |
| ૧૮૧૮-૧૯ | ... | ૫૩૬ | ... | ... |
| ૧૮૨૩-૨૪ | ... | ૧,૩૩૭ | ... | ૧૦૬,૫૧૬ |
| ૧૮૨૪-૨૫ | ... | ૧,૮૭૮ | ... | ૧૬૭,૫૨૪ |
| ૧૮૨૫-૨૬ | ... | ૧,૨૫૩ | ... | ૧૧૧,૨૯૫ |
| ૧૮૨૬-૨૭ | ... | ૫૪૧ | ... | ૪૭,૫૭૨ |
| ૧૮૨૭-૨૮ | ... | ૭૩૬ | ... | ૫૦,૬૫૪ |
| ૧૮૨૮-૨૯ | ... | ૪૩૩ | ... | ૩૨,૬૨૬ |
| ૧૮૨૯-૩૦ | ... | | ... | ૧૩,૦૪૩ |

( ઇસ્ટઇંડિયા કંપનીના અહેવાલ ઉપર સીલેક્ટ કમીટીએ કરેલા રીપોર્ટનું પરિશિષ્ટ પાન. ૮૮૩ પુ. ૨. ભા. ૨ ) [ લંડન ૧૮૩૨ ]

સુતરાઉ કાપડના થાનની સંખ્યા દરવર્ષે ઘટતી ગઇ. એ કંઈ હિંદુસ્તાનના દેશીઓની સમૃદ્ધિ બતાવનારી વસ્તુ નહતી.



## પ્રકરણ ૩

## હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર.

હિંદુસ્તાનથી બહાર ચઢતા માલ ઉપર કોઇએ પૂરતું ધ્યાન આપ્યું નથી. તે વેપાર મોટે ભાગે કાચા માલનો છે. હિંદી ઉદ્યોગોનો યોગ્ય વિકાસ થાય તે માટે હિંદુસ્તાનથી કાચા માલને બહાર ચઢતો અટકાવવો જોઇએ. તેનાથી હિંદુસ્તાનને જરાપણ લાભ થતો નથી. હિંદુસ્તાનથી મોટા જથામાં ઘઉં, ચોખા,કઠોળ વગેરે અનાજ બહાર ચઢે છે. અનાજ બહાર ચઢવાથી દેશમાં તેની કિંમત વધી જાય છે અને દુકાળના વખતમાં અનાજની તંગી વેઠવા પડે છે. હિંદુસ્તાનમાં મોટા મોટા પ્રદેશોને વારંવાર ઉજ્જડ કરી નાખતા દુકાળો માટે એક રીતે આ અનાજનો વેપાર જ જવાબદાર છે. દરેક સુધરેલા રાજ્યનો હેતુ બની શકે ત્યાં સુધી દેશના લોકોને જીવવા માટે વેઠવી પડતી હાડમારી ઓછી કરવાનો હોવો જોઇએ, નહિ કે તેને વધારે સખત કરી મૂકવાનો. પરંતુ દેશમાંથી અનાજ બહાર ચઢાવવામાં આવે તો તેની અસર ઉલટી જ થાય. તેથી કરીને પ્રજાના હિત માટે જ ચાલતું કોઇપણ રાજ્ય, દેશમાંથી અનાજ બહાર ચઢવા દે નહિ. પણ હિંદુસ્તાનની સરકારની બાબતમાં તેથી તદ્દન ઉલટું જ છે. ઈંગ્લેન્ડના લોકોના લાભ માટે હિંદુસ્તાનનુ હિત બીલકુલ જતું કરવામાં આવે છે. "પ્રજાકીય જીંવન અને પ્રજાકીય ચારિત્ર્ય" નામના પોતાના પુસ્તકમાં મી. પીયર્સન લખે છે.-

"હિંદુસ્તાનનું અનાજ સરકારની રેલ્વે ઉપર ખોટ ખાઈને પણ સસ્તે દરે લઈ જવામાં આવે છે, જેથી લોકોનો ખોરાક સસ્તો થાય."

હા, ખોરાક સસ્તો થયો છે. પણ ઉપલા વાક્યમાં જે "લોકો" ની વાત કરી છે તે ઈંગ્લેન્ડના "લોકો"ની છે, હિંદુસ્તાનના લોકોની નહિ. પહેલાં જ્યારે ઇંગ્લેન્ડ ખેતી-પ્રધાન દેશ હતો ત્યારે ત્યાંના લોકોના હિત માટે ત્યાં "અનાજના કાયદા" કરવામાં આવ્યા હતા. ત્યાંની સરકારને પોતાની પ્રજાનું હિત કેટલું બધું વહાલું હતું તે બતાવવા માટે આ "અનાજના કાયદા"ઓનો ઉલ્લેખ કરવો જરૂરી છે. લેકી લખે છેઃ—

"આ દેશની જૂની નીતિ એવી હતી કે દેશમાંથી બીલકુલ અનાજ પરદેશ ચઢવા દેવું જ નહિ. પણ ધીમે ધીમે, ખેતીની પેદાશ વધતી જવાથી ૧૪ મા સૈકાના અંતમાં આ નીતિ છોડી દેવામાં આવી. કિંમતમાં ઘણીવાર સખત વધારો ઘટાડો થયા બાદ ચાર્લ્સ બીજાએ કાયદો કરીને એક નવી પદ્ધતિ સ્થાપિત કરી. તે પદ્ધતિ રાજ્યક્રાંતિ સુધી અમલમાં હતી. આ કાયદા પ્રમાણે જ્યાં સુધી દેશમાં અનાજનો ભાવ ૫૩ શી. ૪ પેન્સે એક કવાર્ટર કરતાં વધી ન જાય ત્યાં સુધી અનાજ પરદેશ ચઢાવવાની છૂટ રાખવામાં આવી. બીજી બાજુ, દેશમાં એ ભાવ સ્થિર રહે તે માટે બહારથી આવતા માલ ઉપર અટકાયત જકાતો નાખવામાં આવી. જ્યાં સુધી અનાજનો ભાવ ૫૩ શી. ૪ પેન્સથી માંડીને ૮૦ શીલીંગ સુધીનો રહેતો ત્યાં સુધી બહારના માલ ઉપર કવાર્ટર દીઠ ૮ શીલીંગ જેટલી ભારે જકાત નાખવામાં આવતી. પરંતુ ક્રાંતિ વખતે

એક નવી નીતિ શરૂ કરવામાં આવી. બહારથી આયાત થતા માલ ઉપરની જકાતોમાં કશો ફેરફાર કરવામાં ન આવ્યો. પરંતુ દેશમાંથી અનાજ બહાર જવા દેવાની છૂટ રાખવામાં આવી. એટલું જ નહિ પણ જયાં સુધી અનાજનો ભાવ ૪૮ શીલીંગ કરતાં વધી ન જાય ત્યાં સુધી કવાર્ટર દીઠ પાંચ શીલીંગ જેટલી રાજ્ય તરફથી મદદ આપી તેને ઉત્તેજન આપવામાં આવ્યું. આર્થર યંગે આ "અનાજના કાયદા" એ વિષે લંબાણથી લખ્યું છે. તેમને તે રાજનૈતિક ડહાપણના અત્યુત્તમ નમુનાઓમાંનો એક માને છે. તે કહે છે:—હોલેંડની પેઠે અનાજના વેપારને તદ્દન અનિયંત્રિત રાખવામાં આવે તો ખેતી ઉપર ખાસ આધાર રાખનારો દેશ પાયમાલ થઇ જાય; અને સ્પેન, પોર્ટુગલ, તથા ઈટાલીના ઘણા ભાગોની પેઠે, તેમજ એ સૈકા દરમ્યાન લાંબા વખત સુધી ફ્રાંસમાં કરવામાં આવ્યું હતું તે પ્રમાણે, દેશમાંથી અનાજ બહાર મોકલવાની બીલકુલ બંધી કરી દેવામાં આવે તો દેશનો ખેડુત વર્ગ ઉદ્યોગી તથા સમૃદ્ધ થઇ શકે નહિ. કારણકે તેનાથી અનાજના ભાવોમાં બહુ જ વધઘટ થયાં કરે; કોઈ કોઇ વર્ષે ભાવ એવા બેસી જાય કે ખેડુતો પાયમાલ થઇ જાય અને કોઇ વર્ષે એટલા વધી જાય કે લોકો ભૂખે મરે. પરંતુ એક બાજુ અનાજનો ભાવ ઘટાડવો અને સાથે સાથે ખેતીને ઉત્તેજન આપવા જેવી વિરુદ્ધ બાબતો પાર પાડવાની યોજના અમલમાં મૂકવાનું "અસાધારણ સદ્‌ભાગ્ય" આ દેશને (ઇંગ્લેન્ડને) પ્રાપ્ત થયું હતું. આ પગલું બધાં રાજનૈતિક પગલાંને ઢાંકી દે તેવું હતું, તેમજ યુરોપમાં અત્યાર સુધી અમલમાં મૂકાયલા બધા ખ્યાલોથી તદ્દન ઉલટું હતું. રાજ્ય તરફથી મદદ આપીને અનાજ પરદેશ ચઢાવવાની આ રીત પ્રજાકીય હિતની દષ્ટિએ ખૂબ જ

અગત્યની હતી એમાં કોઇને શંકા હોઈ શકે નહિ.’ બર્કે કહ્યું હતું–“ આ પ્રમાણે અનાજ પરદેશ ચઢાવતાં અપાતી રાજ્ય મદદની, અંગ્રેજ લોકોને સસ્તી રોટી મેળવી આપનાર તરીકે કેટલી કિંમત હતી એ અનુભવે સારી પેઠે સિદ્ધ કરી આપ્યું છે.[1]

અહીંની સરકારે પણ હિંદી લોકોને સસ્તા રોટલા મળે તે માટે ‘અનાજના કાયદા’ હિંદુસ્તાનમાં દાખલ કરવા ન જોઇએ? રૈયતનું હિત જરાપણ હૈયે વસ્યું હોય તેવી કોઇપણ સરકાર તેમ કરવામાં વિચાર કરવા ઉભી રહે નહિ. હવે હિંદુસ્તાન મુખ્યત્વે કરીને ખેતી ઉપર જીવનાર દેશ બની ગયો છે. એટલે ઇંગ્લેન્ડ જ્યારે ખેતી ઉપર જીવતું હતું ત્યારે તેને માટે જે કાયદાઓ આટલા બધા હિતકર નીવડયા હતા તે કાયદાઓ, હાલ હિંદુસ્તાનને પણ તેટલા જ હિતકર નીવડે.

સુકા વરસ દરમ્યાન અને દુકાળના વખતમાં અનાજને બદલે બીજો કાચો માલ હિંદુસ્તાનમાંથી પરદેશ ચઢાવવામાં આવે છે. તેપણ હિંદુસ્તાનના હિતની દૃષ્ટિએ હાનિકારક છે. તે કાચો માલ, તંગીના વખતમાં મોટી સંખ્યામાં મરી જતાં ઢોરનાં હાડકાં અને ચામડાંનો બનેલો હોય છે. ચામડાં આમ બહાર ચઢવાથી હિંદુસ્તાનના ચામડાંના ઉદ્યોગને સખત નુકસાન થયું છે. અને હાડકાં પરદેશ જવાથી દેશનું સારામાં સારું ખાતર બહાર ચાલ્યું જાય છે.

---

૧ અઢારમા સૈકાના ઈંગ્લેન્ડનો ઈતિહાસ. પા. ૨૪૫–૨૪૭

વળી રૂ પરદેશ ચઢવાથી દેશમાં તેનો ભાવ વધી જાય છે, અને આ રીતે તેની નિકાસ સુતરાઉ કાપડના ઉદ્યોગનો વિકાસ પામવામાં આડે આવે છે. કપાસિયામાંથી ઘણું ઉપયોગી તેલ નીકળે છે, અને ઢોર માટે પણ તે સારો ખોરાક છે. તેથી રૂ પરદેશ ચઢવાથી દેશને ભારે નુકશાન થાય છે.

આ પ્રમાણે હિંદુસ્તાનથી કાચો માલ પરદેશ ચઢતો હોવાથી હિંદુસ્તાનને તે વેપાર વડે એકે રીતે ફાયદો નથી. કોઈપણ ખેતીપ્રધાન દેશને અને ખાસ કરીને હિંદુસ્તાનને પોતાનો કાચો માલ પરદેશ ચઢાવવાની કશી જ જરૂર નથી. ઉલટું દેશના ઉદ્યોગોનો યોગ્ય વિકાસ થાય તે માટે તે બધો કાચો માલ હિંદુસ્તાનમાં જ રહેવો જોઇએ. જો હિંદુસ્તાન સ્વતંત્ર દેશ હોત તો તેણે પરદેશ ચઢતા કાચા માલને કાયદા કરી રોકયો હોત. ઇંગ્લેન્ડને પોતાને જ પોતાના ઉદ્યોગોનો યોગ્ય વિકાસ થાય એ માટે આ રસ્તો લેવો પડયો હતો. લેકી લખે છે:—

> "ઇંગ્લેન્ડનું ઊન કે ઘેટાં પરદેશ ચઢાવવાના ગુના બદલ ઘણી સખત શિક્ષા કરવામાં આવતી, કારણ કે તેમ કરવાથી યુરોપખંડના બીજા દેશોના ઊનના ઉદ્યોગોને મદદ મળે છે એમ મનાતું. આ ગુનાની સજા વધારીને, ૭ વર્ષ સુધી દેશનિકાલની કરવામાં આવી હતી.
>
> ઇંગ્લેન્ડના ઉદ્યોગોમાં વપરાતાં યંત્રો જે પરદેશ મોકલે અથવા જે કોઈ, દેશના કારીગરોને પરદેશ જવા લલચાવે, તેને પણ આવી જ સખત સજાઓ થતી. કોઇ કારીગર પોતાની સાથે પોતાના હુન્નરને પણ પરદેશમાં લેતો જાય તો

ત્યાંનો અંગ્રેજ એલચી તેને ૭ માસની ચેતવણી આપતો. ત્યાર બાદ જો ૭ મહિનામાં તે પાછો જતો ન રહે તો તેને ( ઇંગ્લેન્ડમાં ) પરદેશી જાહેર કરવામાં આવતો, તેનો બધો સરસામાન જપ્ત કરી લેવામાં આવતો તથા તેને વારસો કે જાગીર મેળવવાનો કશો હક રહેતો નહિ. ”

પણ જે વસ્તુ ઇંગ્લેન્ડના ઉદ્યોગોના વિકાસ માટે આટલી બધી લાભદાયક નીવડી હતી તે, હિંદુસ્તાન માટે અંગ્રેજ સરકાર કરે જ શાની? હિંદુસ્તાનના લોકોએ પોતે જ બધું કરી લેવું જોઈએ.

## પરદેશ સાથેના વેપારથી હિંદુસ્તાનને કશો લાભ છે?

સૈયદ મહમદહુસેન એમ. આર. એ. સી. પોતાની ૧૮૮૮ માં પ્રસિદ્ધ થયેલી, “હિંદુસ્તાનની પ્રગતિમાં અમને નડતી મુશ્કેલીઓ તથા અમારી જરૂરિયાતો ” નામની પત્રિકામાં લખેછેઃ—

“ અત્યારે ચાલી રહેલા વેપારને ઉત્તેજન આપવાથી, તેમજ માલ લાવવા લઈ જવાનાં સાધનો વધારવાથી હિંદુસ્તાનનું ભલું થશે એ પ્રમાણે અમારા હિતેચ્છુ-( રાજકર્તા) ઓ, લોકોની સ્થિતિ અને તેમની મોટી સંખ્યાનો ખ્યાલ કર્યા વિના જ માની લે છે. તે ખરેખર દુઃખદાયક છે. તેમણે વિચારવું જોઈએ કે દર ચોરસ માઇલે ૩૯૦ ની વસ્તી-વાળું ઇંગ્લેન્ડ પોતાની પ્રજા માટે પૂરતું અનાજ પકવી શકતું નથી તેથી તેને બીજા દેશોના પાક ઉપર આધાર રાખવો પડે છે. ૧૮૮૨માં ( અનાજની બીજી બધી જાતો તેમજ માંસ બાદ કરતાં ) ઘઉં એકલા જ ૬૪,૧૭૧,૬૨૨ કવાર્ટર જેટલા પરદેશથી આયાત કરવામાં આવ્યા હતા. તેમાંથી ૮,૪૭૭,૪૭૯ કવાર્ટર હિંદુસ્તાનમાંથી આવ્યા હતા. ( જર્ન. રૉ. એગ્રી. સોસા. ૧૮૮૩ પાન ૧૯ ) આણીબાજું

દર ચોરસ માઇલે ૪૧૬ ની વસ્તીવાળું હિંદુસ્તાન, પોતાનું અનાજ પરદેશ મોકલી બદલામાં ફેન્સી અને મોજશોખની વસ્તુઓ ખરીદી, પોતાનો વેપાર વધારે, એવી આશા રાખવામાં આવે છે, આ મુદ્દા ઉપર આપણે જરા વધારે ઊંડા ઉતરીને બંને દેશોની ખેતીવિષયક સ્થિતિનો મુકાબલો કરવો જોઇએ. આપણે આપણા દાખલા માટે સંયુક્ત પ્રાંતો લઈશું. સેન્સસ રીપોર્ટ પ્રમાણે તેમાં ૫૪૦,૪૨૦ ચોરસ માઈલ એટલે ૩૪,૫૮૬,૮૮૦ એકર જેટલી ખેડાણ જમીન છે, અને વસ્તી ૪૪,૧૦૭,૮૬૯ છે. એટલે કે માથાદીઠ ૦૭૮ એકર જમીન આવી. (૨૧–પાન–૨) ઇંગ્લેન્ડ, સ્કોટલેન્ડ અને આયર્લેન્ડના સંયુક્ત રાજ્યની મળીને, ખેડાણ જમીન ૫૦,૪૩૨,૯૮૮ એકર છે, અને વસ્તી ૩૫,૨૭૮,૯૯૯ છે. (ફાઇનેન્શીયલ રીફોર્મ આલ્મેનાક–૧૮૮૨ પાન ૭૬ અને ૧૩૫) એટલે કે માથા દીઠ ૧૪૨ એકર જમીન આવે છે. વળી ત્યાંની ખેતી સુધરેલી અને વૈજ્ઞાનિક રીતે ચાલે છે, તેની પાછળ મોટી મુડી રોકવામાં આવેલી છે, બીજાં કેટલાં વૈજ્ઞાનિક ખાતરોની મદદ લેવામાં આવે છે, અને બધું કામ યંત્રો મારફતે લેવામાં આવે છે, તેમજ અનાજ પણ એકર દીઠ સરાસરી ૩૦ બુશલ પાકે છે. આમ છતાં ઇંગ્લેન્ડ પોતાની પ્રજાને જોઇતું અનાજ પૂરું પાડી શકતું નથી. જ્યારે બીજી બાજુ હિંદુસ્તાનમાં માણસ દીઠ જમીન તેનાથી કેટલીય ઓછી છે, ત્યાંની ખેતી પરાપૂર્વથી ચાલી આવતી જૂની રીતે ચલાવવામાં આવે છે, ત્યાં નાનાં નાનાં ખેતરો અને નહિ જેવાં સાધનો છે, નહેરો ઈ. સાધનોની અછત છે અને એકર દીઠ માત્ર ૧૩ બુશલ (ફેમીન રિપોર્ટ) અથવા ૧૮.૭ બુશલ (આઉધ ગેઝેટીયર) જેટલું અનાજ પાકે છે. આમ છતાં હિંદુસ્તાન પોતાના વેપાર વડે એટલે

કે પોતાનું અનાજ પરદેશ ચઢાવીને તથા માલ મોકલવા-લઈ જવાનાં સાધનો વધારીને સમૃદ્ધ થશે એમ કહેવામાં આવે છે! ટુંકામાં આ વેપારની અસર એટલી જ થાય છે કે જ્યારે કોઇ ખરાબ વર્ષ આવે છે, અથવા કોઇ વખત વરસાદ ઓછો પડે છે, ત્યારે દુકાળ, દેશમાં કેર વર્તાવી મૂકે છે, હજારો લોકો નિરાધાર થઈ મોતના પંજામાં સપડાય છે, અને આખા દેશની સિકલ બદલાઇ જાય છે. સાધારણ વરસો દરમ્યાન પણ મે, જુન, ડીસેંબર અને જાન્યુઆરી એમ વરસના ચાર મહિના, ખેડુતોમાંથી નીચલા વર્ગના લોકો, જંગલી કંદ અને જંગલી ઘાસનાં બીયાં, કેરીઓ, મહુડાં તથા અનાજના વેપારીઓ પાસેથી ઉછીના લીધેલા દાણાવડે પોતાની જીંદગી ટકાવી રાખે છે.

ફૅમીન કમીશનના રીપોર્ટ પ્રમાણે (ભા. ૧ પા. ૫૦) હિંદુસ્તાનભરમાં વર્ષ સારૂં પાકયું હોય, એટલે કે કોઇપણ પ્રાંતમાં દુકાળ કે ખરાબ વર્ષને કારણે તાણ ન રહી હોય તો, પરદેશ ચઢાવવા માટે ૫૦,૦૦૦,૦૦૦ ટન અનાજ, હિંદુસ્તાનમાં વધૂકું હોય છે. આમાં બંગાળાનો ફાળો સૌથી મોટો એટલે કે ૧,૨૦૦,૦૦૦ ટન જેટલો છે, અને બીજા આઠ પ્રાંતોની સરાસરી ૩૩૦,૦૦૦ ટનથી ઓછી છે. આપણે જેમનો દાખલો લીધો છે તે સંયુક્ત પ્રાંતો, વસ્તીની જરૂરિયાત પૂરી પાડયા બાદ ૬૬૦,૦૦૦ ટન જેટલું અનાજ પરદેશ ચઢાવી શકે છે. હવે આપણે હિસાબ કાઢીએ કે માત્ર પોતાનું વધૂકું અનાજ બહાર ચઢાવીને આ પ્રાંતોની પ્રજા કેટલી સમૃદ્ધ થઇ શકે. તેમજ વાસ્તવિક રીતે પણ આ પ્રાંતોમાં ઉદ્યોગો કે ધંધાઓની બીજી કશી પેદાશ એવી

નથી કે જે બહાર મોકલી શકાય. તેમજ, થોડુંક અફીણ અને થોડી ગળી સિવાય, ચા, કૉફી કે રૂ જેવી બીજી કોઇ કિંમતી ચીજ પણ એવા પ્રમાણમાં નથી પાકતી, કે જેથી તેને ગણતરીમાં લેવી પડે. એટલે કે પરિણામે, અનાજ સિવાય બીજી કશી વસ્તુ બહાર ચઢાવવા માટે રહેતી નથી. હવે દાખલા પૂરતું આપણે એમ સ્વીકારી લઇએ, કે સામાન્ય વરસ દરમ્યાન, આપણા પ્રાંતમાં ૬,૬૦,૦૦૦ ટન જેટલું અનાજ સિલક રહ્યું છે; વસ્તીમાં પણ આ વધુકા અનાજમાં ભાગ પડાવે તેવો વધારો થયો નથી; વળી તેને વધારેમાં વધારે ભાવ ઉપજે તેવે સ્થળે–દાખલા તરીકે લંડન–ચઢાવવામાં આવ્યું છે; એમ પણ માની લઇએ, કે આપણા ઘઉં, જાતમાં અને ભાવમાં, ત્યાંના બજારમાં આવેલા અમેરિકન અને રશિયન ઘઉં જેવા જ છે, અને ત્યાંની માગ તથા ભાવમાં પણ કાંઇ વધઘટ થઇ નથી, ( જો કે તેમાં વધઘટ વારંવાર થયા કરે છે, ) તેમજ હુંડિયામણનો ભાવ પણ ગણતરીમાં લેવો પડે તેવો નથી. આટલા બધા અનુકૂળ સંજોગોમાં આપણા ૬૬૦,૦૦૦ ટન એટલે કે ૧૪૭૮,૪૦૦,૦૦૦ રતલ ઘઉંના હાલના એક કવાર્ટરે[1] ૨૭ રૂપિયા[2] એટલે કે ૪૫ શી. ૧૪ પેન્સને ભાવે ૭૯,૯૦૦,૦૦૦ રૂપિયા[3] ઉપજે. હવે બંને બાજુની દલાલી, સ્થાનિક રેલ્વેનૂર ઇ. બીજાં ખર્ચ જતાં કરીએ તોપણ એટલો માલ પરદેશ લઇ જવાનું ખર્ચ ૨૦૦૦ રતલે ૪૦ શીલીંગ અથવા ૨૪ રૂપિયાના દરે ૧૭,૭૪૦,૮૦૦ રૂપિયા થાય. હવે આપણને ઉપજેલા પૈસામાંથી ખર્ચની આ રકમ બાદ કરીએ, તો આપણી ચોખ્ખી

(૧) ૫૦૦ રતલ (૨) અપૂર્ણાંક છોડી દઈને. (૩) મીડાંવાળો મોટો આંકડો.

આવક ૬૨,૧૫૯,૨૦૦ રૂપિયા થાય. આપણા પ્રાંતોની વસ્તી ૪૪,૧૦૭,૮૬૯ની છે, એટલે આ વેપારથી, એક માણસ દીઠ, દર વર્ષે, ખર્ચ અને નફા સાથે આવક, બહુ બહુ તો ૧ રૂપિયો ૭ આના, એટલે ૨ શી. ૪ પે. થઇ.

આ જાતના વેપારથી દેશની સમૃદ્ધિ વધે, કે લોકો ભૂખેમરતા થાય, તે વિચારવાનું અને નક્કી કરવાનું કામ વાંચક પોતે જ કરી લેશે. ( પા. ૫૯–૬૧ )

નોંધ:—સ્થાનિક રેલ્વેનૂર ઉપર બે રીતે વિસ્તારથી ચર્ચા કરવી જરૂરની છે,

(૧) હિંદુસ્તાનમાં લેવાતા ભારે નૂર વિષે મૅજર બેરીંગે, પોતાના ઠરાવમાં વિસ્તારથી ચર્ચા કરી છે, અને સાબિત કર્યું છે કે એક ટન ઘઉં ૬૦૦ માઈલ લઇ જવામાં હિંદુસ્તાનમાં જે ખર્ચ થાય છે તે જ ખર્ચે અમેરિકામાં તેટલો માલ ૧૦૦૦ માઇલ લઇ જવાય છે.

(૨) રેલ્વેઓ પરદેશી મુડીથી બાંધેલી હોવાથી નૂર તરીકે આપણે જે પૈસા ભરીએ છીએ તેથી દેશને બહુ જ થોડો લાભ મળે છે.

## પ્રકરણ ૪

### હિંદી ઉદ્યોગોનો નાશ

ઈસ્ટઈંડિયા કંપનીના બોર્ડ ઑફ કંટ્રોલે, હિંદુસ્તાન સાથેના વેપાર વિષે તપાસ કરવા કેટલાક મુદ્દાઓની યાદી તૈયાર કરી હતી. તે મુદ્દાઓ ૧૧ હતા. તે આખી યાદીમાં ધ્યાન ખેંચે એવી વાત એ હતી, કે હિંદી ઉદ્યોગોની સ્થિતિ વિષે તપાસ કરવા માટે તેમાં એકપણ મુદ્દો નહતો. આ

તપાસના જે જવાબો આવ્યા હતા તે એટલા બધા બોધપ્રદ છે, તેમજ તેમનાથી હિંદી ઉદ્યોગોના નાશ ઉપર એવો પ્રકાશ પડે છે, કે તેમાંના કેટલાક ઉતારા, નીચે આપવા જરૂરી માન્યા છે.

પહેલી તપાસ આ હતી:—

હિંદુસ્તાન સાથે વેપાર કરવા માગતા બીજા ખાનગી વેપારીઓના હિતમાં આડે આવી નુકસાન કરનાર જકાતો અને કાયદાઓ રદ કરીને અથવા બદલી નાખીને, ૧૮૧૪થી હિંદુસ્તાન સાથેનો વેપાર ખુલ્લો મૂકવામાં આવ્યો છે. ત્યારથી માંડીને હિંદુસ્તાન સાથે વેપાર કરવા માગતા[1] વેપારીઓને શી શી સગવડો કરી આપવામાં આવી છે?

મી. લાર્પન્ટે આ તપાસનો જવાબ આ પ્રમાણે આપ્યો હતો.

આયાત થતા માલ ઉપરની જકાત ૨½ ટકા ઓછી કરી નાખવામાં આવી છે, તેમજ કેટલીક ખાસ વસ્તુઓને, જકાત વિનાજ દાખલ થવા દેવામાં આવે છે. કંપનીની હરિફાઇમાં રેશમ કે બીજી વસ્તુઓ ખરીદવામાં ખાનગી વેપારીઓને નુકસાન થતું અટકે તે માટે કાયદાઓ કરવામાં આવ્યા છે.

રાહદારી જકાતો ઓછી કરવામાં આવી છે, અને ઘણા દાખલાઓમાં બીલકુલ છૂટ આપવામાં આવી છે.

૧૮૨૪ની ૭મી મેનો કાયદો—કે જે તે વખતે માત્ર, કૉફીને લાગુ પડતો હતો, તથા પાછળથી જેને વધારીને ગળીને લાગુ કર્યો હતો—તેની રૂએ, બ્રિટિશ પ્રજાને પોતાના નામ ઉપર ૬૦

(૧) પાર્લામેંટે ઇજારો આપ્યો હોવાથી કંપનીને જ હિંદુસ્તાન સાથે વેપાર કરવાની છૂટ હતી. એટલે બીજા અંગ્રેજ વેપારીઓ કે જેઓ હિંદુસ્તાન સાથે વેપાર કરવા માગતા હતા તેમને.

વર્ષને પટે જમીન રાખવાની છૂટ આપવામાં આવી છે.

મી. સલીવાને તે તપાસનો નીચે પ્રમાણે જવાબ આપ્યો હતો.

> ૧૮૧૪માં વેપાર ખુલ્લો મૂકયા[1] બાદ રૂ ઉપરની બધી મુલકી જકાતોમાં (તેમને) છૂટ આપવામાં આવી છે. રૂ જો ચીન ચઢાવવાનું હોય તો પાંચ ટકા ઓછી જકાત લેવામાં આવે છે, અને ઇંગ્લેન્ડ ચઢાવવાનું હોય તો બીલકુલ જકાત લેવામાં નથી આવતી.
>
> થોડા વખત માટે કંપની સરકારની કાપડની ખરીદ બંધ કરવામાં આવી છે. અને દક્ષિણ તરફના બધા વણકરો, ખાનગી વેપારીઓના હાથમાં છે. તેથી તેમને જોઇએ તેટલું કાપડ મળી શકે છે.

મી૦ ક્રાફર્ડ નામના કોઈ માણસે જવાબમાં લખ્યું હતું:—

> ૧૮૧૩ના કાયદાથી એમ ઠરાવવામાં આવ્યું હતું, કે ઇંગ્લેન્ડથી મંજુરી મેળવ્યા વિના નવા કર નાંખી શકાય નહિ. તે પ્રમાણે, ઘટાડેલી જકાતોનું એક પત્રક ઇંગ્લેન્ડથી મોકલવામાં આવ્યું હતું. તેને હિંદી સરકારે ૧૮૧૫માં કાયદા રૂપે પસાર કર્યું હતું. અને ઇંગ્લેન્ડ સાથેના વેપારની બાબતમાં, તેમાં સ્વીકારેલો જકાતનો દર સામાન્ય રીતે ચીવટથી અનુસરવામાં આવ્યો છે.

ગ્લાસ્ગોની વેપારસમિતિએ[2] લખી જણાવ્યું:—

---

૧ કંપની ઉપરાંત બીજા અંગ્રેજ લોકો માટે પણ.

૨ ચેમ્બર ઑફ કોમર્સ.

ઊનનો માલ, ધાતુઓ અને વહાણવટાનો સામાન હિંદુસ્તાનમાં જકાત વિનાજ દાખલ થવા દેવામાં આવે છે. બેશક તેથી તે વસ્તુઓના વેપારમાં મોટી સગવડ મળી છે.

આ પ્રમાણે તે તપાસના મળેલા જવાબોથી જણાઈ આવે છે કે ૧૮૧૩ ની સનંદ વખતના કાયદાથી ઇંગ્લેન્ડના દેશીઓને, તેમના હિંદુસ્તાન સાથેના વેપારમાં સારી પેઠે સગવડ કરી આપવામાં આવી હતી.

બીજી તપાસ ઘણી અગત્યની હતી. તેના જવાબનાં રીપોર્ટમાં મોટાં ૧૧ પાનાં ભરાયાં છે આ તપાસ નીચે પ્રમાણે હતી.

૧૮૧૪થી હિંદુસ્તાન સાથેના વેપારમાં કેટલો વધારો થયો છે? અને ઇંગ્લેન્ડથી હિંદુસ્તાન જતા માલમાં, વિલાયતી માલનો વધારો કેટલા પ્રમાણમાં થયો છે?

આ તપાસના મળેલા જવાબોમાં હિંદુસ્તાન ચઢતા વિલાયતી માલનો વધારો બતાવતાં કેટલાંક ઉપયોગી કોષ્ટકો છે.

પાર્લામેંટના કાગળપત્રો ( ૯ મી ફેબ્રુઆરી, ૧૮૩૦–નં. ૩૭ ) માં જણાવ્યા પ્રમાણે ૧૮૧૪–૧૫ માં હિંદુસ્તાન ચઢાવેલો વિલાયતી માલ, નીચે જણાવેલી કિંમતનો હતો.

| | પાઉંડ. |
|---|---|
| ૧૮૧૪: ઇસ્ટ ઈંડિયા કંપની...... | ૮૨૬,૫૫૮ |
| બીજા અંગ્રેજ લોકોનો ખાનગી વેપાર... | ૧,૦૪૮,૧૩૨ |
| કુલ | ૧,૮૭૪,૬૯૦ |

અને મી. લાર્પેન્ટના જણાવ્યા પ્રમાણે, ૧૮૩૦માં હિંદુસ્તાન ચઢાવેલો વિલાયતી માલ, ૩,૦૩૨,૬૫૮ પાઉંડની કિંમતનો હતો. એટલે કે ૧૬ વર્ષમાં તે ૬૨ ટકા

જેટલો વધી ગયો.

ઉપલી તપાસના જવાબમાં બ્રેકને લખ્યું હતું,—

તેમાં સારી પેઠે વધારો થયો છે. ખાસ કરીને બંગાળા અને મુંબઈ સાથેના વેપારમાં:—

| | આયાત | નિકાસ. |
|---|---|---|
| બંગાળા | પાઉંડ. | પાઉંડ. |
| ૧૮૧૩–૧૪... | ૮૭૭,૯૧૭ | ૨ ૭૬૭,૬૨૪ |
| ૧૮૨૭–૨૮... | ૨,૨૩૨,૭૨૫ | ૪,૮૯૮,૦૧૮ |
| મુંબાઈ | | |
| ૧૮૧૩–૧૪... | ૯૨,૬૯૮ | ૩૦૫,૧૫૪ |
| ૧૮૨૭–૨૮... | ૮૧૯,૬૯૩ | ૫૦૮,૫૯૨ |

૧૮૨૮–૨૯માં મુંબાઈના વેપારમાં તેથી પણ મોટો વધારો થયો હતો. તે વર્ષે આયાત ૭૮૧,૨૪૮ પાઉંડની હતી અને નિકાસ ૮૩૩,૭૬૭ની હતી. તે વર્ષ દરમ્યાન બંગાળાના આયાત નિકાસના વેપારમાં ૪૨૧,૩૬૪ પાઉંડ જેટલો ઘટાડો હતો; પણ તેનું કારણ ઇસ્ટઈંડિયા કંપનીએ ઓછો માલ ચઢાવ્યો હતો એ હતું. નહિ તો, ઉલટો વધારો હોત, કારણ કે ખાનગી વેપાર ૨૬૦,૬૦૪ પાઉંડ જેટલો વધ્યો હતો.

ગ્રેટબ્રિટનનો મદ્રાસ સાથેનો વેપાર પણ વધ્યો છે, પરંતુ તેટલા પ્રમાણમાં નહિ.

| | આયાત | નિકાસ |
|---|---|---|
| મદ્રાસ | પાઉંડ | પાઉંડ |
| ૧૮૧૩–૧૪માં... | ૨૭૧,૭૪૯ | ૪૩૬,૫૧૩ |
| ૧૮૨૭–૨૮માં... | ૨૫૮,૭૪૦ | ૭૧૫,૮૭૩ |

૧૮૧૪ થી હિંદુસ્તાન ચઢતા માલમાં જે વધારો થયો છે, તેનો મોટો ભાગ, અંગ્રેજી મુડી અને ઉદ્યોગથી બનેલા વિલાયતી માલનો છે.

નીચેની વિગતો ધ્યાનમાં લેવા જેવી છે, ખાસ કરીને સુતર. (૧૮૧૪ અને ૧૮૨૮ માં ઇંગ્લેન્ડથી હિંદુસ્તાન ચઢેલા માલની મુખ્ય જાતોની કિંમત બતાવતું નિવેદન.)

| વસ્તુઓ. | ૧૮૧૪ પાઉંડ | ૧૮૨૮ પાઉંડ | વધારો પાઉંડ |
|---|---|---|---|
| બીયર અને એલ (દારૂ)... | ૫૦,૦૨૨ | ૯૯,૦૩૭ | ૪૯,૦૧૫ |
| વિલાયતી સુતરાઉ માલ... .. | ૧૦૯,૪૮૦ | ૧,૬૨૧,૫૬૦ | ૧,૫૧૨,૦૮૦ |
| વિલાયતી સુતર... ... | ૭ | ૩૮૮,૮૮૮ | ૩૮૮,૮૮૧ |
| માટીકામ.... ... ... | ૧૦,૭૪૭ | ૨૬,૬૨૫ | ૧૫,૮૭૮ |
| કાચ.... ... ... | ૬૮,૪૪૩ | ૧૧૪,૯૭૮ | ૪૬,૫૩૫ |
| ચપ્પુ, ઓજારો ઈ.... ... | ૨૬,૮૮૩ | ૭૮,૭૬૫ | ૫૧,૮૮૨ |
| લોઢું, સળિયા અને ચાકીઓ... | ૧૦૭,૯૨૭ | ૧૫૫,૦૩૮ | ૪૭,૧૧૧ |
| લોઢું, ઢાળેલું અને ટીપેલું... | ૫૫,૧૫૪ | ૧૦૨,૬૨૯ | ૪૭,૪૭૫ |
| ચામડું અને તેનો સામાન... | ૨૧,૬૩૭ | ૪૬,૧૮૭ | ૨૪,૫૫૦ |
| શણનો માલ... ... ... | ૨૩,૪૩૪ | ૩૬,૧૨૦ | ૧૨,૬૮૬ |
| સાંચાકામ... ... ... | ૬,૦૪૩ | ૧૦૩,૬૭૬ | ૯૭,૬૩૩ |
| જસત[1] ... ... ... ... | જરા પણ નહિ | ૫૯,૪૮૬ | ૫૯,૪૮૬ |
| કાગદી સામાન... ... ... | ૩૮,૪૯૪ | ૮૪,૭૩૫ | ૪૬,૨૪૧ |

(૧) ૧૮૨૭ માં વધારે પ્રમાણમાં, એટલે કે ૧૦૪,૮૨૨ પાઉંડની કિંમતનું જસત કલકત્તા ચઢ્યું હતું.

આ તપાસના જવાબમાં મી. ક્રાફર્ડે લખ્યું હતું:—

૧૮૧૪ માં કુલ નિકાસ ૧,૪૦૩,૩૬૨ પાઉંડની હતી. એટલે કે ૧૪ વર્ષમાં ૩ ગણો વધારો થયો કહેવાય. વળી ૧૮૧૪ માં લડાઇના વધેલા ભાવ હતા અને ૧૮૨૮ માં સામાન્ય ભાવ હતા, એ વાત તો ગણતા પણ નથી. નિકાસ મોટે ભાગે વિલાયતી માલની જ હોય છે. ૧૮૧૪ અને ૧૮૨૮ ની વચ્ચે થયેલો વધારો નીચેના ટૂંક કોષ્ટક ઉપરથી જણાઇ આવશે.

| | ૧૮૧૪ | ૧૮૨૮ | કેટલા ટકા વધારો |
|---|---|---|---|
| બનાત, પશમ અને કેમલેટનાં[1] થાન... ... | ૧૭,૭૯૦ | ૪૯,૫૦૨ | ૧૭૮.૨૦ |
| કલીકો સાદો છાપેલો વાર... ... | ૬૮૦,૨૩૪ | ૩૪,૮૪૩,૧૧૦ | ૫૦૭૨,૨૨ |
| સુતર રતલ ... ... | ૮ | ૪,૫૫૮,૧૮૫ | ૫૬,૯૭૭,૨૧૨·૫૦ |

ઉપલી તપાસના જવાબમાં માંચેસ્ટરની વેપાર સમિતિએ તથા ઇસ્ટઇંડિયન કમીટીએ લખી જણાવ્યું હતું:—

લેંકેશાયરના માલમાં અસાધારણ વધારો થયો છે. ૫ મી જાન્યુ. ૧૮૧૫ થી માંડીને ૧૮૩૧ સુધીનાં વર્ષોમાં, વિલાયતી કાપડ અને સુતરની, હિંદુસ્તાન તથા ચીનમાં થયેલી નિકાસ, નીચેના કોષ્ટક ઉપરથી દેખાઇ આવશે. તેને આમની સભામાં રજુ કરવામાં આવેલા કાગળો ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે.

---

(૧) પહેલાં ઊંટના વાળમાંથી બનતું પણ હાલમાં તો ઉન અથવા બકરાના વાળનું બનતું કાપડ.

| વર્ષ | સફેદ અથવા સાદું કાપડ | છાપેલું કે રંગેલું કાપડ | કુલ | સુતર |
|---|---|---|---|---|
| | વાર | વાર | વાર | રતલ |
| ૧૮૧૫ | ૨૧૩,૪૦૮ | ૬૦૪,૮૦૦ | ૮૧૮,૨૦૮ | ૮ |
| ૧૮૧૬ | ૪૮૯,૩૯૯ | ૮૬૬,૦૭૭ | ૧,૩૫૫,૪૭૬ | ... ... ... |
| ૧૮૧૭ | ૭૧૪,૬૧૧ | ૯૯૧,૧૪૭ | ૧,૭૦૫,૭૫૮ | ૬૨૪ |
| ૧૮૧૮ | ૨,૪૬૮,૦૨૪ | ૨,૮૪૮,૭૦૫ | ૫,૩૧૬,૭૨૯ | ૨,૭૦૧ |
| ૧૮૧૯ | ૯,૬૧૪,૩૮૧ | ૪,૨૨૭,૬૬૫ | ૮,૮૪૨,૦૪૬ | ૧,૮૬૨ |
| ૧૮૨૦ | ૩,૪૧૪,૦૬૦ | ૩,૭૧૩,૬૦૧ | ૭,૧૨૭,૬૬૧ | ૯૭૧ |
| ૧૮૨૧ | ૬,૭૨૪,૦૩૧ | ૭,૬૦૧,૨૪૫ | ૧૪,૩૨૫,૨૭૬ | ૨૨૪ |
| ૧૮૨૨ | ૯,૯૧૯,૧૩૬ | ૯,૯૭૬,૮૭૮ | ૧૯,૮૯૬,૦૧૪ | ૫,૮૬૫ |
| ૧૮૨૩ | ૧૧,૭૧૨,૬૩૯ | ૯,૦૨૯,૨૦૪ | ૨૦,૭૪૧,૮૪૩ | ૨૨,૨૦૦ |
| ૧૮૨૪ | ૧૩,૭૫૦,૯૨૧ | ૯,૫૪૦,૮૧૩ | ૨૩,૨૯૧,૭૩૪ | ૧૨૧,૫૦૦ |
| ૧૮૨૫ | ૧૪,૮૫૮,૫૧૫ | ૯,૬૬૬,૦૫૮ | ૨૪,૫૨૪,૫૭૩ | ૧૦૫,૩૫૦ |
| ૧૮૨૬ | ૧૪,૨૧૪,૮૯૬ | ૮,૮૪૪,૩૮૭ | ૨૩,૦૫૯,૨૮૩ | ૨૩૫,૩૬૦ |
| ૧૮૨૭ | ૧૬,૦૦૬,૬૦૧ | ૧૦,૨૧૮,૫૦૨ | ૨૬,૨૨૫,૧૦૩ | ૯૧૯,૩૮૭ |
| ૧૮૨૮ | ૨૪,૭૮૬,૫૪૦ | ૧૨,૯૬૨,૭૬૫ | ૩૭,૭૪૯,૩૦૫ | ૩,૦૬૩,૮૫૬ |
| ૧૮૨૯ | ૨૭,૦૮૬,૧૭૦ | ૧૦,૪૯૮,૬૬૬ | ૩૭,૫૬૬,૮૩૬ | ૪,૫૪૯,૨૧૯ |
| ૧૮૩૦ | ... ... | ... ... | ૩૯,૭૭૩,૬૯૮ | ૩,૧૮૫,૬૩૯ |
| ૧૮૩૧ | ... ... | ... ... | ૫૨,૧૭૯,૮૪૪ | ૧,૪૯૪,૯૯૫ |

કંપનીનો વેપાર બાદ કરતાં બીજા (અંગ્રેજ) લોકોના ખાનગી વેપાર મારફતે ૧૫ વર્ષ એટલે ૧૮૧૩–૧૪ થી ૧૮૨૭–૨૮ સુધીમાં ઈંગ્લેંડથી કલકત્તા ચઢેલા માલની કુલ કિંમત બતાવતું નીચેનું કોષ્ટક, એક કલકત્તાના વેપારીએ મોકલાવ્યું હતું. ૧૮૨૯–૩૦ અને ૧૮૩૦–૩૧ ની સાલની વિગતો, બેલે તૈયાર કરેલા "બંગાળાના વેપારના તુલનાત્મક હેવાલ"માંથી લઇને ઉતારી છે. ૧૮૨૮–૨૯ ની વિગતો મળી નથીઃ—

| વર્ષ | કુલ કિંમત પાઉંડ | તાંબુ પાઉંડ | લોઢું પાઉંડ | ઉનનો માલ પાઉંડ | સુતરાઉ કાપડ પાઉંડ | સુતર |
|---|---|---|---|---|---|---|
| ૧૮૧૩-૧૪ | ૫,૩૭૬,૭૭૫ | ૭૮,૫૮૧ | ૨૩૦,૫૪૭ | ૧૮૪,૫૨૧ | ૯૧,૮૩૫ | ... ... ... |
| ૧૮૧૪-૧૫ | ૪,૦૯૯,૧૬૫ | ૩૯૬,૩૨૩ | ૨૭૮,૭૪૬ | ૪૪,૭૧૨ | ૪૩,૩૪૬ | ... ... ... |
| ૧૮૧૫-૧૬ | ૫,૭૫૨,૮૮૬ | ૪૧૧,૮૮૪ | ૪૫૫,૦૭૮ | ૧૨૨,૬૧૯ | ૨૬૧,૮૪૬ | ... ... ... |
| ૧૮૧૬-૧૭ | ૮,૦૫૧,૧૧૨ | ૫૪૨,૨૬૭ | ૫૮૩,૬૧૦ | ૨૩૮,૬૧૬ | ૩૧૩,૧૦૨ | ... ... ... |
| ૧૮૧૭-૧૮ | ૧૩,૫૬૨,૯૬૨ | ૮૯૧,૬૦૧ | ૮૨૧,૪૩૩ | ૫૭૪,૧૮૪ | ૧,૧૨૦,૯૦૯ | ... ... ... |
| ૧૮૧૮-૧૯ | ૧૫,૯૪૪,૪૯૫ | ૧,૧૩૦,૩૨૯ | ૬૧૭,૦૮૯ | ૭૩૫,૬૧૧ | ૨,૬૫૫,૧૯૨ | ... ... ... |
| ૧૮૧૯-૨૦ | ૮,૬૩૩,૫૭૩ | ૧,૮૩૫,૧૧૨ | ૩૩૩,૯૩૫ | ૯૧૧,૬૧૮ | ૧,૫૮૫,૮૯૦ | ... ... ... |
| ૧૮૨૦-૨૧ | ૧૧.૩૨૦,૭૯૭ | ૨,૪૪૧,૪૦૩ | ૬૩૨,૩૯૦ | ૧,૭૧૯,૨૬૮ | ૨,૫૫૫,૯૦૮ | ... ... ... |
| ૧૮૨૧-૨૨ | ૧૫,૧૬૩,૮૨૬ | ૨,૪૬૪,૬૫૯ | ૬૧૦,૪૧૯ | ૨,૫૧૧,૪૯૫ | ૪,૬૮૧,૮૭૦ | ... ... ... |
| ૧૮૨૨-૨૩ | ૧૮,૦૯૮,૬૧૧ | ૧,૯૦૩,૫૬૬ | ૬૧૯,૮૬૯ | ૨,૦૧૦,૪૨૨ | ૬,૫૭૭,૨૭૯ | ... ... ... |
| ૧૮૨૩-૨૪ | ૧૫,૮૬૨,૫૩૪ | ૨,૩૮૨,૯૩૮ | ૬૬૧,૧૩૬ | ૧,૬૪૮,૯૮૬ | ૩,૭૧૬,૨૭૮ | ... ... ... |
| ૧૮૨૪-૨૫ | ૧૭,૬૦૭,૭૮૬ | ૨,૨૩૫,૪૩૪ | ૫૬૭,૨૬૨ | ૧,૫૮૭,૩૧૪ | ૪,૬૨૭,૭૬૫ | ૮૧,૧૪૫ |
| ૧૮૨૫-૨૬ | ૧૨,૮૬૮,૬૦૭ | ૪૮૯,૧૬૫ | ૭૪૩,૯૯૮ | ૮૮૯,૬૮૩ | ૩,૬૬૫,૪૬૧ | ૧૪૧,૩૦૫ |
| ૧૮૨૬-૨૭ | ૧૨,૮૫૮,૩૪૮ | ૮૩૧,૬૭૨ | ૫૦૨,૦૦૫ | ૧,૦૮૩,૯૭૮ | ૩,૮૦૪,૦૨૨ | ૮૦૯,૦૫૨ |
| ૧૮૨૭-૨૮ | ૧૮,૯૯૧,૭૫૬ | ૧,૯૦૩.૪૦૧ | ૫૯૨,૦૮૪ | ૨,૪૧૫,૭૫૯ | ૪,૯૩૦,૧૩૯ | ૧,૮૪૨,૧૧૦ |
| ૧૮૨૮-૨૯ | ............ | ............ | ............ | ............ | ............ | ............ |
| ૧૮૨૯-૩૦ | ૧૬,૧૨૫,૮૪૧ | ૨,૬૬૨,૩૮૩ | ૪૯૪,૦૨૧ | ૮૬૬,૪૮૬ | ૫,૦૬૧,૮૬૧ | ૧,૪૩૭,૧૨૬ |
| ૧૮૩૦-૩૧ | ૨૦,૦૭૩,૩૫૪ | ૪,૬૦૧,૬૩૪ | ૬૨૦,૯૯૪ | ૧,૪૨૫,૯૧૮ | ૫,૮૧૮,૨૪૭ | ૨,૯૧૭,૯૬૯ |

૧૮૧૪ કરતાં ૧૮૩૦માં હિંદુસ્તાનના દરેક જાતના કાચા માલના ભાવ ઓછા થઇ ગયેલા માલૂમ પડે છે. એના ઉપરથી કાં તો એમ અનુમાન કરી શકાય કે ૧૮૧૩ની સનંદ વખતના કાયદાથી ઇંગ્લેન્ડના ખાનગી વેપારીઓનાં જે ટોળાં હિંદુસ્તાનમાં છૂટાં મૂકાયાં, તેમણે દેશના બિચારા ગરીબ સ્વભાવના વતનીઓ પાસેથી તેમનો માલ ઓછે ભાવે, બળાત્કારથી પડાવવા માંડ્યો હોવો જોઇએ[1]

---

(૧) મી. વૉરન હેસ્ટીંગ્સે પોતે ઉમરાવોની કમીટી આગળ જણાવ્યું હતું:—

"......જો આપણા લોકોને હિંદુસ્તાનમાં જવાની અને વસવાની છૂટ આપવામાં આવશે તો આખા દેશની પાયમાલી થઈ જશે; તેઓ દેશીઓનું અપમાન કરશે, તેમને લૂંટશે અને તેમના ઉપર જુલમ ગુજારશે. તેમને તેમ કરતાં કોઇ રોકી શકવાનું નથી......આટલે દૂરથી ગમે તેટલા કાયદાઓ કરશો પણ તેથી કશું જ પરિણામ આવવાનું નથી......

આમની સભાવાળી કમીટી આગળ તેણે જણાવ્યું હતું:—

"......૨૦ વર્ષ ઉપર મેં ડીરેકટરોની સભાના પ્રમુખને કાગળ લખ્યો હતો......તેમાં મેં અંગ્રેજોનાં ટોળાંને હિંદુસ્તાનમાં ધૂસતાં તેમજ આપણાં થાણાંઓમાંથી બહાર જતાં અટકાવવા માટે કંઇ વ્યવસ્થા કરવાનું જણાવ્યું હતું. તેનું કારણ પણ મેં જણાવ્યું હતું...કે તેઓ લોકોને ભારે કનડગત કરશે, તેમના ઉપર જુલમ ગુજારશે તથા આખા દેશને લૂંટી ખાશે.

મેજર જનરલ એલેકઝાન્ડર કીડે ઉમરાવોની કમીટી આગળ જુબાની આપતા જણાવ્યું હતું:—

મારું કહેવું તમને બહુ વિચિત્ર લાગશે. પરંતુ આપણા દેશના વેપારીઓ ખલાસીઓ સાથે હિંદુસ્તાન જવા માંડશે તો તેઓમાંથી વેપારમાં નિષ્ફળ નીવડેલા કેટલાક, પોતાની ખોટ ભરપાઈ કરવા ત્યાંનાં અરક્ષિત વહાણોનો માલ લૂંટવા લાગશે. જો ગમે તેને ત્યાં જવાની છૂટ મળશે તો આવું વારવાર બનશે. મને પૂરેપૂરી ખાત્રી છે.

સર થૉમસ મનરોએ જણાવ્યું હતું:—

આપણે ત્યાંથી વેપારીઓ ત્યાં જઇને, ત્યાંના દેશીઓ ઉપર જુલમ અને ત્રાસ ગુજારશે એમ મેં કહ્યું, તે માત્ર વેપારીઓ માટે જ નથી કહ્યું, પણ અહીંથી ત્યાં જતા બધા લોકો કહ્યું. (અનુ:)

અથવા તો હિંદુસ્તાનના ઉદ્યોગો અને હુન્નરો લગભગ કચરાઇ ગયેલા હોવાથી, કાચા માલના ભાવ ઓછા થઇ જવાને લીધે, કાચા માલની હિંદુસ્તાનમાં માગ ન રહેવાથી, તે માલ ઉગાડનારા અને પકવનારા લોકો તેને ઘણી ઓછી કિંમતે વેચી નાખતા હોવા જોઈએ.

૩, ઊન અને કાચા રેશમની બાબતમાં એમજ બન્યું હોય તેમ લાગે છે. ૧૭૯૩માં એક રતલ ૩ ના ૧૨$\frac{3}{4}$ પે. ઉપજતા, પણ ૧૮૧૫ માં તેનો ભાવ ૧૧$\frac{1}{2}$ પેન્સ હતો, અને ૧૮૩૧ માં માત્ર ૫ પેન્સ થઈ ગયો. ૧૭૯૩માં એક રતલ કાચા રેશમના ૨૧ શી. ઉપજતા, પણ ૧૮૧૫માં તેના ૧૮ શી. ૧ પે. અને ૧૮૩૧માં ૧૩ શી. ૭$\frac{1}{2}$ પેન્સ થઇ ગયા. ઇસ્ટઇંડિયા કંપનીનો ઈજારો હતો તેને કારણે, ૧૮૧૩ પહેલાં ભાવ વધારે રહેતો હતો એમ કહેવું તદ્દન ખોટું છે. અને તેમ હોય તો પણ નફાનો મોટો ભાગ દલાલોના મહેનતાણા તરીકે હિંદુસ્તાનમાં જ રહેતો હતો. કંપનીએ પોતાને માટે હિંદી કાપડ ખરીદવા રાખેલા 'સરકાર' કહેવાતા બનિયાઓ હિંદુસ્તાનના વતનીઓ જ હોતા.

મી. સલીવાને પૂરેલી સાક્ષી ઉપરથી જણાય છે કે (ઈંગ્લેન્ડના) ખાનગી વેપારીઓ દેશીઓ સાથેના પોતાના વ્યવહારમાં બહુ સીધા ન હતા. તેણે લખ્યું છેઃ-

> ગમે તેમ પણ નામદાર કંપની (ઈંગ્લેન્ડના) ખાનગી વેપારીઓ કરતાં તેમને માલની કિંમત વધારે આપતી. તેનું કારણ નીચે પ્રમાણે હતું. કંપનીના દલાલને માલ મોટા જથામાં ખરીદવાનો હોય એટલે, ખાનગી વેપારી જે ભાવે માલ ખરીદી

શકે તે ભાવે, તે પોતાનો માલ ખરીદી શકે નહિ. ખાનગી વેપારીની ખરીદ મર્યાદિત હોય છે. એટલે તેને અમુક રકમથી આગળ ન વધવું હોય, અથવા માગેલી કિંમતે તેને માલ ન મળી શકતો હોય, તો, તે, ખરીદવાનું મોકુફ રાખે છે. પણ કંપનીના દલાલની બાબતમાં આથી જુદું હોય છે. તે તથા રેસીડંટ, બંને જાણુતા હોય છે કે અમુક માલ, અમુક વખતમાં મોકલી આપવાનો ઈંગ્લેન્ડથી ઓર્ડર આવ્યો છે. અને કારીગરો પોતાની કિંમતને વળગી રહે એટલે ઘણીવાર રેસીડંટને તેમની કિંમત કબુલ રાખવી પડે છે. માલ લઇ જવામાં પણ નામદાર કંપનીને ઘણો ખર્ચ ઉઠાવવો પડે છે. એટલે હુંડિયામણુ મારફતે જે કંઇ મળતું હોય તે સિવાય તેમને વેપારથી બીજો કંઈ નફો રહેતો હોય એમ મને લાગતું નથી.

અંગ્રેજોના હિત માટે હિંદી ખેડૂતનું હિત જતું કરવામાં આવ્યું હતું. હિંદી કાચા માલનો ભાવ, ઓછો થયો તે શું બતાવે છે? મી. વુડ લખે છેઃ—

હિંદુસ્તાન સાથે વેપાર ચલાવવાની પદ્ધતિમાં કોઇ પણ ફેરફાર કરીને જો તેના કાચા માલનો ભાવ ઘટાડી દેવામાં આવે તો તેનાથી હિંદી ખેડૂતને, એટલે કે, તે માલ ઉત્પન્ન કરનારને ઘણું વેઠવું પડે. હિંદુસ્તાનમાં ભાવ વધેલા રહે તો તેથી ત્યાંના ઉદ્યોગોને પણ મદદ મળે. ત્યાંના ખાંડ, ગળી અથવા રૂના ભાવ જો બેસી જાય, તો જે જમીનમાં તેનો પાક થતો હોય તે જમીન ખેડાતી બંધ થાય, અથવા અત્યારે બહાર ચઢાવવા જે માલ પકવવામાં આવે છે, તેને બદલે વધારે કિંમત ઉપજે તેવો માલ, તેમાં પકવવામાં આવે.

મી. વુડની ઉપરની ટીકા તદ્દન ખરી છે.

૧૮૧૩નો સનંદ વખતનો કાયદો પસાર થયા બાદ અંગ્રેજો માટે હિંદુસ્તાનનો વેપાર ખુલ્લો મૂકવાથી હિંદુસ્તાનના ઉદ્યોગો કેવી રીતે નાશ પામ્યા, તે નીચે લખેલી વાત ઉપરથી જણાશે.

મી. મૅકીલોપે લખ્યું છે:–

૧૮૧૪ પહેલાં બંગાળાથી સુતરાઉ કાપડ મોટા જથામાં ઈંગ્લેન્ડ ચઢતું, તેમજ મુંબઇ અને બંગાળા એમ બંને ઠેકાણેથી રૂ પણ વારંવાર મોકલવામાં આવતું...

પરંતુ ૧૮૧૪ પછી હિંદુસ્તાનમાં વિલાયતી માલની આયાત સારી પેઠે વધતી ચાલી છે. પહેલાં જસત, સુતર અને સુતરાઉ કાપડ, હિંદુસ્તાનથી યુરોપમાં આવતું. પણ હવે તે બધું ઈંગ્લેન્ડથી મોટા જથામાં (ત્યાં) ચઢાવવામાં આવે છે.

મી. રીકાર્ડોજે લખ્યું હતું:–

ઇંગ્લેન્ડથી મુખ્યત્વે કરીને સુતરાઉ કાપડ, સુતર, ઊની માલ, બીજી ધાતુઓ તેમજ જસત, હિંદુસ્તાન ચઢાવવામાં આવે છે...હિંદુસ્તાન જતા વિલાયતી માલમાં કેટલો વધારો થયો છે તેનો થોડો ખ્યાલ જુબાનીમાં રજુ કરવામાં આવેલી નીચેની વિગતો ઉપરથી આવશે. હિંદુસ્તાનમાં વિલાયતી સુતર ૧૮૨૧ થી જવા માંડયું. ૧૮૨૪માં તે લગભગ ૧૨૦,૦૦૦ રતલ જેટલું ગયું હતું; ૧૮૨૮ માં તે વધીને આશરે ૪,૦૦૦,૦૦૦ રતલ થયું. ૧૮૧૫ માં સાદું તથા છાપેલું સુતરાઉ કાપડ આશરે ૮૦૦,૦૦૦ વાર જેટલું ગયું હતું; ૧૮૩૦ માં તે વધીને લગભગ ૪૫,૦૦૦,૦૦૦ વાર થયું.

ચોથી તપાસના જે જવાબો આવ્યા તે બહુ અગત્યના છે. કારણકે સાથે સાથે તેઓ, ઈસ્ટઇંડિયા કંપની હિંદુસ્તાન સાથે શી રીતે વેપાર ચલાવતી હતી, તેના ઉપર સારો પ્રકાશ નાખે છે. તે તપાસ આ પ્રમાણે હતી:–

કંપનીના હાથમાં દેશનો વેપાર, તેમજ રાજસત્તા બંને હોવાથી વ્યવહારમાં તેની શી અસર થાય છે ? સીધી ભાષામાં કહીએ, તો, કંપની પોતાની રાજસત્તા, બીજા હરિફ (અંગ્રેજ) વેપારીઓને અન્યાયથી પાંછા પાડી દેવામાં તો નથી વાપરતી ? જ્યારે તે વેપારીઓને લગતી કંઇ વાત હોય ત્યારે, તેઓ વેપારમાં પોતાના હરિફ હોવાને કારણે, સરકાર તરીકે સરકાર તેમના તરફ કંઇ ભેદભાવ રાખે છે ? રાજસત્તા અને વેપાર બને એક હાથમાં હોવાથી લોકોને કંઇ અગવડ ઉભી થતી હોય, તો તે અગવડ, કંપનીથી થતા લાભોને ભૂલાવી દે તેવી હોય છે ?

આના જવાબમાં લીવરપુલ ઇસ્ટઇંડિયા કમીટીએ જણાવ્યું:—

ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદુસ્તાન સાથે વેપાર ચલાવવામ જે પદ્ધતિ અખત્યાર કરી છે, તેનાથી બીજા અંગ્રેજ વેપારીઓના હિતને નુકસાન પહોંચે છે, તેમજ, તેને પોતાને પણ કંઇ ફાયદો થતો નથી, એમ કહી શકાય.

કોઇ પણ દેશમાં રાજસત્તા અને વેપાર એક હાથમાં હોય તો તેથી બીજા વેપારીઓના હિતને ધોકો પહોંચેજ. ઇંડિયા કંપનીની બાબતમાં પણ તેમજ બન્યું છે, એમ સાબિત કરવાના ઘણા પુરાવા છે.

કંપનીની જરૂરિયાત તેમજ તેના દલાલોની મરજી જાણ્યા પહેલાં હિંદુસ્તાનના માલ વેચનારાઓ, પોતાનો માલ બીજા (અંગ્રેજ) વેપારીઓને વેચતાં બીને છે, તેમજ, વેચતા પણ નથી, એમ આગળ બતાવવામાં આવ્યું છે. એ પણ નક્કી છે કે જ્યાં એક જ બજારમાં રાજ્યની તિજોરી, ખાનગી વેપારીની મુડી સાથે હરિફાઇમાં ઉતરે ત્યાં પરિણામ વેપારીના જ ગેરલાભમાં આવે.

ઉપરની તપાસના જવાબમાં મી.. લાર્પન્ટે લંડનના વેપારીઓએ કરેલા લખાણુમાંથી ઉતારો ટાંકયો છે, તે નીચે મુજબ છે:—

૧૭૯૩ માં બંગાળાની સરકારે કરેલો ધારો, પાછો નથી ખેંચાયો, ત્યાં સુધી ઇસ્ટ ઇંડિયા કંપની પોતાની રાજસાત્તનો ઉપયોગ વેપારનો નફો વધારવામાં કર્યાં જવાની.

હિંદુસ્તાનના લોકો સ્વાભાવિક રીતે જ રાજસત્તા તરફ કેવી માનની લાગણીથી જુએ છે તેનો, તેમજ જે પદ્ધતિથી[1] દેશનો કાચો તેમજ પાકો માલ ખરીદવામાં આવે છે, તેનો ખ્યાલ કરવામાં આવે, તો ઉપલા ફકરામાં તે કાયદા વિષે જે કહ્યું છે, તે વધારે પડતું નહિ લાગે. તે કાયદા પ્રમાણે, કંપનીના પૈસા જેની પાસે લેણા હોય અથવા કંપનીને માલ આપવા જે માણસ કોઇ પણ રીતે બંધાયો હોય, તે માણસ, કંપનીનું કામ છોડીને, બીજાને માટે કે પોતાને માટે, કામ કરી શકે નહિ. જો તે કરાર પ્રમાણે કામ કરી આપે નહિ તો તેને સિપાઇઓના પહેરામાં રાખવામાં આવે છે, અને તે જે કંઈ માલ બનાવે કે પકવે તે કંપની લઇ લે છે. ભલે પછી તેને બીજાનું ગમે તેટલું દેવું હોય.

મી. રીચાર્ડ્ઝનો જવાબ અગત્યનો છે. તેણે લખ્યું હતું:—

૧૮૧૩ માં મેં પ્રસિદ્ધ કરેલા એક પુસ્તકમાં, સુરતના કોમર્શીયલ બોર્ડની ડાયરીમાંથી પરચુરણ ઉતારા આપેલા છે. તે જોવાથી ખાત્રી થશે કે ૧૭૯૬ અને ૧૮૧૧ ની વચમાં કંપનીના દલાલો, નીચે જણાવેલો વ્યવહાર રોજ ચલાવતા હતા.

સુરતમાં કંપનીનો માલ ભરવાનું કામ, ઘણી સખત અને જુલમી પદ્ધતિથી કરવામાં આવતું. વણકરોને ખોટ ખાઇને, પોતાની મરજી વિરુદ્ધ કંપનીનું કામ કરવા બંધાવાની ફરજ પાડવામાં આવતી. કેટલાક દાખલાઓમાં તેઓ તે પ્રમાણે

---

૧ બહાનાની

કામ કરવા કરતાં ભારે દંડ ભરવાનું વધારે પસંદ કરતા. કંપની, તેમને, નીવડેલ અને સારા માલની જે કિંમત આપતી તેના કરતાં ડચ, પોર્ટુગીઝ, ફ્રેંચ અને આરબ વેપારીઓ પાસે હલકા માલના પણ તેમને વધારે પૈસા ઉપજતા. આને કારણે પરદેશી કોઠીઓના દલાલો અને કંપનીના આડતિયાઓ વચ્ચે, વારંવાર તકરારો અને ઝગડા ઉભા થતા. અને વણકરો પણ ચોરીછૂપીથી પોતાનો માલ વેચી આવતા. તેમ કરતાં કોઇ પકડાતો, તો તેને દાખલો બેસે તેવી સખત શિક્ષા કરવામાં આવતી. કંપનીનો આડતિયો પોતે કબુલ કરતો કે **તેનું કામ, ઓછે અથવા ઠરાવેલા ભાવે, દેશનું તમામ કાપડ ખરીદી લઇ, કાપડના વેપારમાં કંપનીનો ઇજારો સ્થાપવાનું અને ટકાવવાનું હતું. કંપની તેવો ઇજારો હાથ કરવા માટે તનતોડ મહેનત કરી રહી હતી.** તે હેતુ પાર પાડવા માટે કરવામાં આવતો બળાત્કાર તેમજ જુલમ એટલી હદે પહોંચ્યો હતો કે તેનાથી ત્રાસીને કેટલાક વણકરોએ પોતાનો ધંધો પણ છોડી દીધો હતો. પરંતુ તેઓ તેમ કરતા અટકે તે માટે, તેમને સિપાઇ તરીકે નોકરી કરવાની બંધી કરવામાં આવી હતી. અને એક દાખલામાં તો તેમને, અંગ્રેજ અધિકારીની રજા વિના, ગામના દરવાજા બહાર નીકળવા દેવાની પણ, બંધી કરવામાં આવી હતી. જ્યાં સુધી નવાબ રાજા ગણાતો હતો ત્યાં સુધી આ વણકરોને. તેમની 'ઉદ્ધત વર્તણુંક' માટે શિક્ષા કરીને સીધા કરવા તેને વારંવાર અરજીઓ કરવામાં આવતી; અને જ્યારે તે પ્રમાણે તેમની ઉપર સખતાઈ કરવામાં આવતી, ત્યારે અંગ્રેજ સરકારના રમકડા જેવાં નવાબને એવો દેખાવ કરવો પડતો હતો, કે તે શિક્ષા તેણે પોતે કરેલી છે, કંપનીના સ્વાર્થ સાથે તેને કશી લેવા દેવા નથી; જેથી, કંપનીના કામદારો

સામે લોકોમાં અણગમો કે વિરોધ પેદા ન થાય. કાપડના વેપારનો ઇજારો ઘણા ઓછે ભાવે કંપનીના હાથમાં રહે તે માટે, કંપનીનો આડતિયો હંમેશાં વણકરોને અગાઉથી પૈસા આપી રાખતો, જેથી તેઓ બીજા વેપારીઓ સાથે ધંધો કરે નહિ. આસપાસના રાજાઓ પાસે પણ તેમના પ્રાંતોમાં એવા હુકમો કઢાવવામાં આવ્યા હતા, કે કંપનીના વેપારીઓ અને દલાલોને જ, હંમેશાં, બીજા વેપારીઓ કરતાં પહેલી પસંદગી આપવી, અને કોઈ પણ કારણે, પોતાનું કાપડ બીજા વેપારીઓને વેચવું નહિ.

જ્યારે સુરત બ્રિટિશ સરકારના હાથમાં ગયું, ત્યારે પણ વારંવાર આપણી પોતાની અદાલતની સત્તાની વચ્ચે પડીને, આ પ્રકારના જ જોહુકમી અને જુલમી કાયદાઓ કરવામાં આવ્યા હતા.

જ્યાં સુધી કંપનીએ સુરતમાં કાપડનો વેપાર ચાલુ રાખ્યો, ત્યાં સુધી તેના દલાલોનો વ્યવહાર આ પ્રમાણે જ એક સરખો ચાલ્યા કરતો હતો. બીજે ઠેકાણે આવેલી કોઠીઓની બાબતમાં પણ તેમજ સમજી લેવું. રાજસત્તા અને વેપાર જ્યાં એક જ હાથમાં હોય ત્યાં સ્વાભાવિક રીતે આમજ બને.

લોર્ડ વેલેસ્લીએ ૧૮૧૪ની ૧૯ મી જુલાઇએ મદ્રાસ સરકારને લખેલા જાણીતા પત્રમાં, તે ઇલાકાની કોઠીઓનો વ્યવહાર પણ, ઉપર જણાવ્યો છે તેવો જ વર્ણવવામાં આવ્યો છે. તે કાગળ વાંચવાથી જણાઇ આવશે કે પોતાના જ વેપારને વધારવા અને મદદ કરવા માટે, તેમજ બીજા ખાનગી વેપારીઓના ધંધામાં ડખલ નાખવા માટે રાજસત્તાને કેટલી જોહુકમીથી હંમેશ વાપરવામાં આવતી, અને પરિણામે દેશમાં ચાલતા રોજના કાયદાસર વેપારને પણ, કેવો ભારે ધોકો પહોંચતો. તે ઉપરાંત તે કાગળ, સરકારના મોટામાં

મોટા અધિકારીના હાથે જ લખાયેલો હોવાથી, તેના ખરાપણા વિષે પણ શંકા નહિ રહે.

૧૮૩૧ના જુલાઇમાં આપેલી જુબાનીમાં મેં કહ્યું છે તેના કરતાં વધારા સારા શબ્દોમાં આ વસ્તુ હું નહિ કહી શકું.

કંપનીનો દલ્લાલ, કંપનીનું કામ આગળ ધપાવવાની પોતાની ઈંતેજારીથી, અથવા કંપનીએ મંગાવેલો માલ પૂરેપૂરો ચઢાવી ન શકે તેનું જે પરિણામ આવે તેનાથી ડરીને, તેટલો માલ એકઠો કરવા માટે પોતાના હાથમાં રહેલી સત્તાનો, થઇ શકે તેટલો ઉપયોગ કરવાનું ઇચ્છે છે. આ હેતુ પાર પાડવા માટે જોહુકમ અને જુલમને સીધી રીતેજ ઉત્તેજન આપવામાં આવે છે, અથવા તો તેની સામે આંખ આડા કાન કરવામાં આવે છે. અને પછીથી તો, આમ કરવું એ, પોતાના હોદ્દાની રૂએ આવી પડેલી ફરજ બજાવ્યા જેવું લાગવા માંડે છે. જ્યાં જ્યાં રાજસત્તા અને વેપાર એક હાથમાં હોય ત્યાં હંમેશાં આમજ બને.

૧૮૩૧ ના માર્ચમાં મી૦ સોન્ડર્સે આપેલી જુબાનીમાં જણાવવામાં આવ્યું છે કે, બંગાળામાં જ્યાં જ્યાં કંપનીની રેશમની કોઠીઓ છે, ત્યાં બધે જ આ જાતનો ખ્યાલ ઘર કરી બેઠેલો છે. અને બધેજ ઠેકાણે ૧૮૨૯ ની સાલ સુધી જોહુકમી અને જુલમનાં ખરાબમાં ખરાબ કામો કરવામાં આવ્યાં છે. મી૦ સોન્ડર્સની જુબાનીથી સ્પષ્ટ દેખાઇ આવે છે કે, ઉપર વર્ણવેલી સુરતમાં ચાલતી પદ્ધતિ જેવી જ પદ્ધતિ, છેક અત્યાર સુધી બંગાળાની કોઠીઓમાં પણ ચાલ્યા કરી છે. આ પ્રમાણે કંપનીની આડખીલીને કારણે ૧૮૧૫ અને ૧૮૨૧ ની વચમાં મીલના ભાવ, ૪૦ ટકા કરતાં વધારે ચઢી ગયા. તથા આ ચઢી ગયેલા ભાવ લાંબો વખત ચાલુ રહેવાને કારણે ઇંગ્લેન્ડના વેચાણમાં મોટી ખોટ આવવાથી તેટલી જ જોહુકમીથી

૧૮૨૭માં, માલની કિંમતના ભાવમાં ઘટાડો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, અને બધેજ ઠેકાણે, વેચનારની ઇચ્છા કે તેના હિતનો ખ્યાલ કર્યા વિના, પોતાની એટલે કે **માલ ખરીદનારની** મરજી અનુસાર, ભાવ ઠરાવવાના હુકમો આપી દેવામાં આવ્યા.

જ્યારે રાજા વેપાર કરવા માંડે અથવા વેપારીના હાથમાં રાજસત્તા આવે ત્યારે, કોઇપણ સંજોગોમાં તેમજ દરેક દાખલામાં. રાજસત્તાનો દુરૂપયોગ જ થાય, અને તેને પોતાના ઇષ્ટમાં ઇષ્ટ હેતુઓ સાધવા માટે વાપરવામાં આવે જ.

જ્યારે હું હિંદુસ્તાનમાં હતો ત્યારે ત્યાંના દેશી રાજાઓ સાથે ઘણી સંધિઓ કરવામાં આવી હતી. અને જ્યાં જ્યાં કંપનીના વેપારની કોઇપણ શાખા હતી, અથવા તો તેનો વિકાસ થઇ શકે તેમ હતું તે દરેક ઠેકાણે, તે સંધિઓમાં એવી કલમો ઘુસાડવામાં આવી હતી કે, તે શાખાની બાબતમાં કંપનીને કુલ ઇજારો આપવો, અથવા બીજા બધા ખાનગી વેપારીઓ કરતાં કંપનીના આડતિયાઓને પહેલી પસંદગી આપવી. બંગાળાના નવાબ સાથે, ૧૭૬૫ની પહેલાં તેમજ પછી કરવામાં આવેલી એવી સંધિઓ અનુસાર કરવામાં આવેલાં નીચ હલકાં કામોથી, આખો બંગાળાનો ઇતિહાસ ભરેલો છે. આજે પણ એ જ સિદ્ધાંતો અનુસાર કામ ચલાવવામાં આવે છે, તેના ખાસ દાખલા, માલવાના અફીણ માટે હાલમાં લીધેલાં પગલાં તથા ત્યાંના રાજાઓ સાથે કરેલી સંધિઓના ઈતિહાસમાં મળી રહેશે.

હવે અહીંઆં ઉલ્લેખ કરવા જેવી તપાસ, માત્ર છેલ્લી, એટલે કે ૧૧ મા નંબરવાળી છે. તે આ પ્રમાણે હતી:—

આગલા સવાલોમાં નહિ આવી ગયેલાં એવાં કોઇ પગલાં તમે સૂચવી શકો કે જે હિંદી વેપારને લાભ કર્તા થઇ પડે

તેવાં હોય-દાખલા તરીકે, જેમનાથી હિંદુસ્તાનના પરદેશ ચઢતા માલમાં સુધારો અથવા વધારો થઈ શકે ?

આ તપાસ વાંચીને કદાચ કોઇને એમ લાગશે કે આ તપાસ તો હિંદી ઉદ્યોગોને ન્યાય આપવા ખાતર કરવામાં આવી હશે. પણ તે તપાસ કરનારાઓના દીલમાં એવો કોઇ જ ખ્યાલ નહતો. તેમનો એક માત્ર ઈરાદો, હિંદુસ્તાનને ભોગે પોતાના દેશવાસીઓનાં ખીસ્સાં શી રીતે ભરાય, એ શોધવાનો હતો. આ તપાસના મળેલા જવાબો ઉપરથી એ વાત સિદ્ધ થશે. અમે પ્રથમ, હિંદુસ્તાન સાથે વેપાર ચલાવતી ચાર મુખ્ય વેપારસમિતિઓના જવાબ નીચે આપીશું.

મી. હેન્રી ગુગર "બ્રહ્મદેશમાં બે વર્ષ કારાવાસની કહાણી" નામના પોતાના ગ્રંથમાં લખે છે:—

કાચું રેશમ ભેગું કરવામાં, ઇસ્ટઈંડિયા કંપની બીજા (અંગ્રેજ) ખાનગી વેપારીઓ સાથે હરિફાઇમાં ઉતરી હતી. જ્યાં જ્યાં રેશમ ઉત્પન્ન થતું હતું તે બધા પ્રાંતોમાં, તેણે પોતાના રેસીડંટો ગોઠવી દીધા હતા. તેઓ જેટલું રેશમ લાવી આપે તેના ઉપર તેમનો પગાર ગણાતો. એટલે કે જેટલી કિંમતનું રેશમ તેઓ ખરીદે, તેટલી કિંમત ઉપર તેમને અમુક ટકા કમીશન આપવામાં આવતું.

બંને પક્ષની પદ્ધતિ આ પ્રમાણે હતી:-રેશમનો પાક તૈયાર થાય તે પહેલાં તેઓ બે વર્ગના લોકોને આગળથી પૈસા આપી આવતા. એક તો રેશમના કોશેટા ઉછેરનાર ખેડૂત વર્ગને. અને બીજા, તે કોકડાં ઉકેલનારો મોટા વર્ગને. આ કામ આજુબાજુ આવેલાં ગામડાંની વસ્તી કરતી. પહેલો વર્ગ હાથમાં લેવાથી કાચો માલ હાથમાં આવી જતો. અને

બીજો વર્ગ હાથ આવવાથી, તેને ઉકેલનારા હાથ આવતા. આ પૈસાને, બહાના તરીકે ગણવામાં આવતા. એટલે કે એકવાર તે પૈસા લીધા બાદ તે માણસ કંપની સાથે જ પોતાના માલની લેવડ દેવડ કરવા બંધાયેલો ગણાતો.

રેસીડંટ જેમ વધારે જથામાં રેશમ આણી આપે તેમ તેને વધારે પગાર મળે એમ હોવાથી, રેસીડંટ અને બીજા (અંગ્રેજ) વેપારીઓ વચ્ચે ઘણી કડવાશ ઉભી થતી. કારણ કે બંનેના સ્વાર્થ વિરોધી હતા. વળી બંનેની હરિફાઇમાં સમાનતા પણ ન હતી. કારણ કે રેસીડંટના હાથમાં જોહુકમી રાજસત્તા હતી, જ્યારે બીજાના હાથમાં કાંઇ જ ન હતું. હું દરરોજ બનતો એક કિસ્સો વર્ણવી બતાવું.

ધારો કે એક દેશી ખેડૂત આવીને, તે વર્ષે થનારો પોતાનો પાક મને વેચવાના ઈરાદાથી, મારી પાસેથી બહાનાના પૈસા લઇ જાય છે. તેમજ રેશમ ઉકેલનારું એક ગામ પણ મારું કામ કરવાના ઇરાદાથી તેમ કરે છે. આ કરાર થઈ ગયા બાદ, રેસીડંટના બે સિપાઇઓ તે ગામે જાય છે. એકના હાથમાં રૂપિયાની થેલી હોય છે, અને બીજાના હાથમાં ચોપડો હોય છે. તેમાં પૈસા લેનારાનાં નામ ઉતારવામાં આવે છે. હવે પેલો ખેડૂત ગમે તેટલું કહે કે તેણે મારી સાથે કરાર કરી મારા પૈસા લઈ લીધેલા છે એટલે હવે તે બીજા કોઇનું બહાનું લઇ શકે નહિ, તોપણ તેનું કોઈ સાંભળતું નથી. જો તે ન જ માને, તો રૂપિઓ **તેના ઘરમાં ફેંકવામાં આવે** છે અને તેનું નામ બહાનું લેનારા તરીકે ચોપડામાં લખી લેવામાં આવે છે. બસ; આટલું થયું એટલે રેસીડંટ પોતાના હાથમાં રહેલી સત્તાને આધારે **મારી** મીલકત અને

મારા મજુરોને, મારે ઘરને આંગણેથી ઉઠાવી જઇ શકે છે. જુલમ આટલેથી જ અટકતો નથી. મેં ગુમાવેલા પૈસા પાછા મેળવવા જો હું કોર્ટમાં તે માણસ ઉપર દાવો માંડું તો મારા લાભમાં ચુકાદો આપતા પહેલાં તે માણસ પાસે કંપનીનું કંઇ દેવું છે કે નહિ તેની રેસીડંટ પાસેથી ખાત્રી કરવામાં આવે છે. જો તેની પાસે કંપનીનાં નાણાં લેણાં નીકળતાં હોય તો, રેસીડંટને પહેલું હુકમનામું કરી આપવામાં આવે છે, અને મારા પૈસા જાય છે.

રેસીડંટના હાથમાં બીજું હથિઆર એ છે કે, દરેક ફસલ પુરી થતાં, ખેડુતોને પૈસા ચુકવવા ભાવ ઠરાવવાનું કામ તેના હાથમાં હોય છે. એટલે ઇસ્ટઈંડિયા કંપની જે ભાવ ઠરાવે તે જ ભાવ, ખાનગી વેપારીઓને પણ કબુલ રાખવો પડે છે. પરંતુ રેસીડંટ જેમ ભાવ વધારે ઠરાવે, તેમ તેને કમીશન પણ વધારે મળે–તેને કંઈ ખીસ્સામાંથી પૈસા કહાડવાનાં હોતા નથી, અને તેના શેઠની થેલી ભરેલી હોય છે.

માંચેસ્ટરની વેપારસમિતિ અને ઇસ્ટઈંડિયા કમીટીએ લખ્યું હતું:–

હિંદુસ્તાનથી ઈંગ્લેન્ડ ચઢતા કાચા માલમાં જો સુધારો તેમજ વધારો થાય તો તેથી **હિંદુસ્તાનને જ નહિ પણ આપણા દેશને પણ ઘણો ફાયદો થશે.** હિંદુસ્તાનના રૂની જાતમાં સુધારો થાય એ આપણા કાપડના ઉદ્યોગ માટે એટલી બધી અગત્યની વસ્તુ છે કે તેમ કરવા માટે જેટલું થઈ શકે તેટલું કરવા, દરેક જાતની સગવડ કરી મૂકવી જોઇએ. અંગ્રેજોને તે દેશમાં જમીન વેચાતી રાખવાની પરવાનગી આપવામાં આવે એટલું જ તે બાબતમાં,

અમે સૂચવી શકીએ તેમ છીએ.

વેપારસમિતિના ઉપલા જવાબ ઉપર બીજી વધારે ટીકાની કશી જરૂર નથી. તેનો આખો જવાબ (અને ખાસ કરીને અમે જુદા અક્ષરે લખેલું વાક્ય) સ્પષ્ટ બતાવી આપે છે કે ઉપલી સૂચના કરવામાં તે સમિતિનો સ્વાર્થી હેતુ કયો હતો.

ગ્લાસ્ગોની વેપારસમિતિએ લખી જણાવ્યું:–

> હિંદુસ્તાનથી બહાર ચઢતા કાચા માલમાં કોઈપણ સુધારો અથવા વધારો કરવાથી જરૂર સારું પરિણામ આવશે. પણ જો ખરેખર તેમ કરવું જ હોય તો ઇસ્ટઈંડિયા કંપનીનો ઇજારો બીલકુલ નાબુદ કરવો જોઇએ. તથા હિંદુસ્તાનના લોકોની સુરક્ષિતતા અને શાંતિને વાંધો ન આવે તેવી રીતે, ત્યાં જતા અંગ્રેજોને દરેક પ્રકારનું ઉત્તેજન આપી, પૂરતી સગવડ કરી આપવી જોઇએ. તે લોકોની અક્કલ, મુડી અને સાહસમાંથી ઘણાં જ સારાં પરિણામ આવશે એમ માનવું, અમને વધારા પડતું નથી લાગતું.

ગ્લાસ્ગો સમિતિના જવાબ ઉપરથી પણ જણાશે કે તેમને પણ પોતાના જાતભાઇઓનું જ હિત સાધવું હતું. હિંદુસ્તાનના ઉદ્યોગોની કોઈને પડી નહતી.

લીવરપુલની ઇસ્ટઇંડિયા કમીટીએ લખ્યું હતું:–

> બુદ્ધિવાળા, તથા ખાસ કરીને હિંદુસ્તાનના જુદા જુદા પાકો ઉછેરવાની અને સુધારવાની રીતોથી જાણીતા, આપણા માણસોને તે દેશમાં વસવા માટે દરેક જાતની સગવડ કરી આપવી જોઇએ.

હલ કમીટીએ પણ લીવરપુલ ઈસ્ટઇંડિયા કમીટીના જેવી જ સૂચના કર્યા બાદ અંતે જણાવ્યું હતું:—

કંપનીના ડીરેકટરો જ્યારથી હિંદુસ્તાનના આપણા વિશાળ મુલકના બાદશાહો થઇ બેઠા છે, ત્યારથી માંડીને, તેમણે દેશની અંદરના ભાગ સાથે વહેવાર બાંધવા માટે, રસ્તાઓ વગેરેની જરાય સગવડ ઉભી કરી નથી. તેમજ તેની જમીન કે તેના જુદા જુદા પાકોમાં કશો જ સુધારો કર્યો નથી. કંપનીવાળા જો રાજકારભારની ફરજો ઉપર જ ધ્યાન આપે અને ઈજારાવાળા હરિફ વેપારીઓ બનવાની સંકુચિતતા છોડી દે, તો પૃથ્વીના આ અગત્યના પ્રદેશની સ્થિતિ કેટલી બધી ફરી જાય? તેઓ જો એટલું ડહાપણ વાપરે, તથા આપણા લોકોને ત્યાં જમીન ખરીદી વસવાની છૂટ આપવામાં આવે, તો આપણને તેમજ ત્યાંના વતનીઓને, એમ બંનેને, કલ્પી ન શકાય તેટલા ફાયદા થાય. આપણને આપણી મુડી રોકવાનું સારામાં સારું ઠેકાણું મળે, આપણા વેપાર તેમજ ઉદ્યોગો અને વહાણવટું વધારવા માટે અખૂટ સાધનો મળે, ઉપરાંતમાં આપણું જ રાજ્ય હોવાથી કોઈ પરદેશીની હરિફાઇ કે હકુમત વેઠવી ન પડે. વળી પરદેશમાં વસવાટ કરવા જનારાને, કેનેડા, યુનાઈટેડ સ્ટેટ્સ કે ન્યુ હોલેંડ કરતાં પણ ત્યાં જવાનું સારૂં ખેંચાણ ઉભું થાય. અને આપણા દેશની તેમજ આપણી પ્રજાની સંપત્તિમાં કાયમનો મોટો વધારો થાય.

**હિંદીઓને પણ આ ફેરફારથી અંગ્રેજો સાથે વધારે પરિચયમાં આવવાનું થશે એટલે તેઓમાં પણ જ્ઞાન અને સંસ્કૃતિનો પ્રચાર થશે, તેમના વહેમ અને મૂર્તિપૂજાના ત્રાસ ઓછા થશે, તથા તેમનામાં**

સુખ, આરામ અને સુધારાની વૃદ્ધિ થશે.

હા ખરી વાત છે; હિંદીઓના ઉદ્યોગોનો નાશ થવાથી આવી પડેલા ભૂખમરાને કારણે ચઢી ગેલા દુકાળ, પ્લેગ અને બીજા ચેપી રોગોથી પૃથ્વીના પડ ઉપરથી જ તેમનો સુધારો થઇ જવા બેઠો છે.

આ તપાસને જવાબ આપનારા લગભગ બધા જ સદ્‌ગૃહસ્થોએ પોતાના જાતભાઈઓને હિંદુસ્તાનમાં વસવાટ કરવાની સગવડ કરી આપવાની માગણી કરી હતી. તેમ કર્યા વિના હિંદુસ્તાનનો વેપાર નહિ વધે એમ તેઓ માનતા હતા. મી૦ લાર્પેન્ટનો મત એવો હતો કે હિંદી વેપારને ધપાવવા માટે આટલું તો કરવું જ જોઈએ.

(૧) જકાતના દરો નવેસરથી ગોઠવવા જોઇએ.

(૨) હિંદુસ્તાનની ખાંડ ઉપરની જકાત સરખી કરવી જોઇએ.

(૩) હિંદુસ્તાનના સુતરાઉ અને રેશમી કાપડ ઉપર ઇંગ્લેન્ડમાં તફાવાર ૧૦ અને ૨૦ ટકા જકાત લેવામાં આવે છે તે ઓછી કરવી જોઇએ. કેમકે વિલાયતી કાપડ ઉપર હિંદુસ્તાનમાં માત્ર ૨½ ટકા જકાત લેવામાં આવે છે.

(૪) હિંદુસ્તાનનો માલ ઉતારવા ઇંગ્લેન્ડનાં વધુ બંદરો ખુલ્લાં મૂકવાં જોઇએ. તથા ભારે જકાતવાળી વસ્તુઓ માટે દેશની અંદરના ભાગમાં સરકારી ગોડાઉનો વધારવાં જોઇએ.[૧]

---

૧ કેટલીક ભારે જકાતોવાળી વસ્તુઓ ઉપરની જકાત વેપારી એકદમ ભરી ન શકે તેમ હોય તો તે સરકારી ગોડાઉનમાં રાખી મૂકવામાં આવતી. પેલો વેપારી પૈસાની સગવડ થયા બાદ જકાત ભરીને અનુકૂળ સમયે પોતાનો માલ પાછો લઇ જતો.

(૫) હિંદુસ્તાનમાં રહેવા જવા માટે લોકોને ઉત્તેજન આપવું જોઇએ.

મી. મેકીલોપે પોતાના જવાબમાં જણાવ્યું હતું:—

હિંદુસ્તાનનો માલ ઇંગ્લેન્ડમાં ઉતરતાં તેના ઉપર જે જકાતો લેવામાં આવે છે તે ઓછી કરવામાં આવશે તો તેથી, આ દેશના માલ ચઢાવનારાઓને જ ફાયદો થશે એ દેખીતું છે. હું ખાસ કરીને, ખાંડ, રેશમી કાપડ, કાગળ અને દરેક જાતના તેજાનાઓ વિષે કહું છું. **અહીંથી ત્યાં જતા માલને ઉત્તેજન આપવું અને ત્યાંથી અહીં આવતા માલને જકાતો નાખી અટકાવવો, એ બે વિરુદ્ધ વસ્તુઓ છે. વસ્તુતઃ તેવા વેપારથી બેમાંથી એક પણ દેશને ફાયદો થવાનો નથી.**

ઉપર જુદા અક્ષરમાં મૂકેલા વાકય ઉપરથી જણાશે કે મી૦ મેકીલોપે આખી વસ્તુસ્થિતિનો, ડાહ્યા માણસની પેઠે વિચાર કર્યો હતો. પણ તેની વાત સાંભળે કોણ ? હિંદુસ્તાનના ઉદ્યોગોને ઉત્તેજન આપવાથી ઇંગ્લેન્ડના ખીસ્સામાં શું આવવાનું હતું ?

હિંદુસ્તાનના છેક અંદરના ભાગોમાંથી, માલ પરદેશ ચઢાવવા માટે બંદરો ઉપર લાવતાં ફાવે તે માટે મી૦ વુડે, ત્યાં રસ્તાઓ અને નહેરો બનાવવાની સૂચના કરી હતી. તેણે લખ્યું હતું:—

જમીન માર્ગે ઈલાકાનો વહેવાર સહેલો થાય તે માટે કાંઈ જ કરવામાં આવ્યું નથી. ઉલટું મોગલોના સમયમાં હતા તેના કરતાં પણ રસ્તાઓ ખરાબ સ્થિતિમાં આવી ગયા છે.

આખા દેશમાં ભાગી ગયેલા રસ્તાઓ અને પૂલોનાં ખંડેરો અહીં તહીં પથરાયેલાં માલમ પડે છે. આટલા લાંબા સમયથી આપણે દેશના રાજા થઈ બેઠા છીએ તો પણ, કલકત્તાની જ આસપાસ ૩૦ માઇલ સુધીના રસ્તાઓ પણ ચોમાસામાં ગાડાં માટે, નકામા થઇ જાય છે.

પણ અંગ્રેજોને મન હિંદુસ્તાન એક દૂઝણી ગાય જ હતી એ વાત, મી૦ વુડ ભૂલી ગયેલા લાગે છે. **તેમનું કામ** તેને ખાવાનું નીર્યા વિના માત્ર દોહ્યા કરવાનું જ હતું. મી૦ વુડને માલમ નહિ હોય કે દેશના વતનીઓના સુખ માટે રસ્તાઓ અને નહેરો બનાવવી એ અંગ્રેજ સરકારનું **કામ** છે, એમ તે દિવસોમાં માનવામાં આવતું નહતું. હિંદુસ્તાનમાં મોટા હોદ્દાઓ ભોગવી આવેલા મી૦ એન. બી, એડમોન્સ્ટનની જુબાની લેતાં, ૧૮૩૨ ની ૧૯ મી એપ્રીલે પાર્લામેન્ટની કમીટીએ તેને પૂછ્યું હતું:–

> આપણે હિંદુસ્તાનમાંથી મોટી મહેસુલ મેળવીએ છીએ–જે હાલમાં રૂ. ૩૦૦,૦૦૦,૦૦૦ જેટલી થાય છે. તેના બદલામાં, ત્યાંના લોકોને આપણું રાજ્ય ત્યાં સ્થાપવાને કારણે થયેલા ફાયદાઓ જણાઈ આવે એવાં જાહેર બાંધકામો જેવાં કે-નહેરો, રસ્તાઓ, પૂલો વગેરેમાં કોઇ મોટો સુધારો કરવામાં આવ્યો છે એવું તમે બતાવી શકો તેમ છો ?

જવાબમાં મી૦ એડમોન્સ્ટને જણાવ્યું:–

**જાહેર બાંધકામ એક પણ કર્યું નથી. તે બધું દેશી ખેડૂતોની મહેનત અને અક્કલ ઉપર છોડી દેવામાં આવ્યું છે.** તે જાતનું માત્ર એક જ કામ ત્યાં કરવામ

આવ્યું છે, અને તે પણ, વાયવ્ય ખૂણામાં આવેલી જમના નદીની કેટલીક જૂની નહેરો સમરાવવામાં આવી છે તે. નહેરો દૂર સુધી રણ જેવા પ્રદેશમાં થઇને વહે છે. અને તેથી મહેસુલમાં ઘણો વધારો થયો છે.

મી. એડમોન્સ્ટનને વળી પૂછવામાં આવ્યું હતું:—

તે એક નાના દાખલા ઉપરથી એમ સિદ્ધ નથી થતું, કે કોઇ માયાળુ સરકાર મન ઉપર લે તો તે દેશનું કેટલું બધું ભલુ કરી શકે.

તેણે જવાબ આપ્યો:—

સરકારી ખજાનામાંથી તે કામ માટે પૈસા કયા પ્રકારે વાપરી શકાય તે હું જાણતો નથી. બધી જમીન ખાનગી મીલકત હોવાથી, પોતાને ફાયદો કરે તેવાં આ જાતનાં બાંધકામો કરવાં, તેમજ ખેતીમાં નવા સુધારા દાખલ કરવા ઇ. કામો જમીનના માલીકો ઉપર વધારે આધાર રાખે છે.

મી૦ એડમોન્સ્ટનનો ઉપલો જવાબ અત્યારના રાજકર્તાઓએ ધ્યાનમાં રાખવા જેવો છે. તેઓ મહેસુલને, કર નથી ગણુતા પણ ભાડું ગણે છે અને કહે છે, કે લોકોને જમીન ઉપર કશો ખાનગી હક નથી.

મી. રીકાર્ડ્ઝનો જવાબ ખાસ અગત્યનો છે, અને તેનાં પાંચ મોટાં પાનાં ભરાયાં છે. તેનો ઇરાદો હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં સુધારો કરાવવાનો હતો. તેણે પોતાનો જવાબ આ રીતે પૂરો કર્યો છે:—

આ સુધારાઓ દાખલ કરવામાં આવે તો જ હિંદુસ્તાનની આંતરિક સંપત્તિ વધે અને આ સવાલ પૂછવાનો હેતુ

પૂરેપૂરો પાર પડે. કારણ કે એક બાજુ હિંદુસ્તાનની આબાદી વધે અને બીજી બાજુ કંપનીનો વેપાર બીલકુલ બંધ કરવામાં આવે તો જ હિંદુસ્તાનનો વેપાર વધારવા માટે સીધાં અથવા આડકતરાં આવશ્યક પગલાં ભરી શકાય અને ધાર્યું પરિણામ આવે. તેનાથી હિંદુસ્તાનથી બહાર ચઢતા માલમાં વધારો થાય એટલું જ નહિ પણ ઈંગ્લેન્ડથી બહાર ચઢતા માલમાં પણ વધારો કરી શકાય.

મી૦ રીકાર્ડોએ સૂચવેલા સુધારાનું પરિણામ ઘણી રીતે સારું આવે તેમ હતું. અને જો તે સુધારા મંજૂર રાખવામાં આવ્યા હોત તો હિંદુસ્તાનમાં અત્યારે જે અશાંતિ અને અસંતોષ વ્યાપી રહ્યાં છે તે વ્યાપત નહિ. તે આ દેશના વતનીઓને એક પ્રકારનું સાંસ્થાનિક સ્વરાજ્ય આપવાની તરફેણમાં હતો. તે ઉપરાંત હિંદુસ્તાનથી આવતા માલ ઉપર ભારે જકાત નાખવામાં કેટલી બધી અપ્રમાણિકતા અને અન્યાય રહેલાં હતાં તે પણ તેણે બતાવી આપ્યું હતું. તેણે લખ્યું છે:–

> ઇંગ્લેન્ડના માલ ઉપર હિંદુસ્તાનમાં કશી જકાત નાખવામાં નથી આવી. (માત્ર સુતરાઉ કાપડ ઉપર ફક્ત ૨½ ટકા જકાત છે) પરંતુ હિંદુસ્તાનના માલ ઉપર કેટલી બધી ભારે જકાતો નાખવામાં આવી છે. પ્રસ્તુત સવાલમાં વિચાર કરવા જેવી ખાસ અગત્યની વસ્તુ હોય તો એ છે. કંપનીની હકુમત હેઠળ આવેલા હિંદીઓ પણ, બીજા અંગ્રેજ, સ્કોચ અને આઈરીશ લોકોની પેઠે અંગ્રેજ સરકારની જ પ્રજા છે. તો પછી, એક જ સામ્રાજ્યની પ્રજામાં ભેદભાવ રાખવો અને

એક ભાગને ખૂબ મદદ આપી અને બીજાને તદ્દન કચરી નાખવો, એ ન્યાયના સિદ્ધાંતોને કોરે મૂકવા જેવું છે. એક બાજુ વિલાયતી માલને હિંદુસ્તાનમાં આટલું ઉત્તેજન આપવામાં આવે છે અને બીજી બાજુ હિંદી માલ ઉપર ઇંગ્લેન્ડમાં આટલી મોટી જકાતો નાખવામાં આવે છે, એ જોઇને હિંદી પ્રજાને ઘણું લાગી આવે છે એ હું જાણું છું.

વિલાયતી માલ તેમજ હિંદી માલ-બંને અંગ્રેજ સરકારની પ્રજાની જ મીલકત છે. છતાં તે દરેક માટે જકાતની બાબતમાં આટલો બધો તફાવત રાખ્યો છે. વિલાયતી માલને હિંદુસ્તાનમાં બીલકુલ જકાત વિના દાખલ થવા દેવામાં આવે છે, જ્યારે ઇંગ્લેન્ડ આવતા હિંદી માલ ઉપર ભારે જકાતો નાખવામાં આવી છે: અને તે પણ કેટલીક સામાન્ય વપરાશની ચીજો ઉપર ૧૦૦ થી ૬૦૦ ટકા જેટલી અને એક વસ્તુ ઉપર તો ૩૦૦૦ ટકા જેટલી......

પણ મુલકી તેમજ પરદેશ સાથેના વેપારના વિકાસમાં મોટામાં મોટું વિઘ્ન તો એ નડે છે કે **જમીનની ઉપજનો અર્ધો ભાગ મહેસુલ** તરીકે પડાવી લેવામાં આવે છે. તેનાથી આખી પ્રજાની શક્તિ ચૂસાઇ જાય છે, અને લોકો અટળ ગરીબાઇમાં સપડાઇ જાય છે.

પણ મી૦ રીકાર્ડ્ઝ બહેરા માણસો આગળ વાતો કરતો હતો. તેનું બોલવું અરણ્યરુદન જેવું હતું. તેના કહેવા ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહિ.

———•

# પ્રકરણ ૫

## અંગ્રેજોને હિંદુસ્તાનમાં ખાસ હક્કો આપવા.

અંગ્રેજ ફીલસુફ હર્બર્ટ સ્પેન્સરે, જાપાનના બેરન કાનેકોને નીચે પ્રમાણે કાગળ લખ્યો હતો:—

તમે જે બીજા સવાલો પૂછયા તેના જવાબમાં હું પ્રથમ એ જણાવવા માગું છું કે જાપાની લોકોએ **અમેરિકનો અને યુરોપીયનોને પોતાનાથી નવ ગજ દૂર રાખવાની જ ટેવ પાડવી.** તમારી ચારે બાજુ બળવાન પ્રજાઓ આવી રહેલી છે, તેમની વચ્ચે તમારી સ્થિતિ જોખમ ભરેલી છે. તેથી પરદેશીઓ તમારા દેશમાં પગ મૂકે નહિ તેની તમારે ખૂબ જ સાવચેતી રાખવી.

તમારે, માલની અદલાબદલી કરવા માટે, એટલે કે માલની આયાત નિકાસ કરવામાં, જેટલો સંબંધ રાખવો પડે તેથી વધારે બીજી કોઇ પણ જાતનો સંસર્ગ, તેમની સાથે ન રાખવો. તેમજ, ઉપર જણાવેલા કામસર આપવા પડે, તે સિવાય બીજા કોઇ પણ હક્કો તેમને ન આપવા. યુરોપ અને અમેરિકાનાં રાજ્યો સાથેની સંધિ ઉપર ફરી વિચાર ચલાવવાનું ઉભું કરીને તમે તમારો દેશ, પરદેશીઓ અને તેમની મુડી માટે ખુલ્લો મૂકી દેવા માગો છો. પણ હું તમને ચેતવું છું કે તેમાં તમારા જીવનું જોખમ છે. તેનું કેવું પરિણામ આવશે એ તમારે જાણવું હોય તો, જાઓ અને હિંદુસ્તાનનો ઇતિહાસ શીખો.

ઉપરનો કાગળ ખ્યાલમાં રાખીનેજ ૧૯૨૧ ના મોડર્ન રીવ્યુમાં ( પાન ૬૧૯–૨૦ ) લખવામાં આવ્યું હતું:–

હર્બર્ટ સ્પેન્સરે એક જાપાની અમીરને બહુ સારી

શિખામણ આપી હતી કે, જાપાન દેશે, પોતાને ત્યાં, કોઈ પણ યુરોપીયન પ્રજાને, વેપાર ઉદ્યોગને લગતા કોઇપણ હકો ન આપવા. જો એકવાર તેવા હકો આપી બેઠા, તો પછી માની લેવું, કે અંતે તે દેશ યુરોપીયનોના હાથમાં જ જવાનો, અથવા હાલના યુરોપીયનો કહે છે તેમ 'સર' થઈ જવાનો. એક વાર આ ફાચરની અણી, તેમને હક આપનાર દેશમાં ઘુસી કે પછી તે દેશની પાયમાલી અને સત્યાનાશ નક્કી થઇ ચૂકયાં. એક અમેરિકન લેખકે ખરૂં કહ્યું છે કે:—

કોઈ પણ દેશ પડાવી લેવાની સૌથી સુધરેલી રીતો, લોન આપવાની અને રેલ્વે બાંધવાની છે. કોઈ નબળી પ્રજા બીજી પ્રજા પાસેથી પૈસા ઉછીના લે છે, પરંતુ પછી તેનાથી વ્યાજ ભરી શકાતું નથી. એટલે પૈસા ધીરનાર પ્રજા તરત જ તે વ્યાજ ભેગું કરવા, તે દેશનાં જકાત ઉઘરાવવાનાં મથકો હાથમાં લઇ લે છે. જકાતનાં મથકો હાથમાં આવ્યાં એટલે પછી બીજાં શહેરો, અને અંતે આખો દેશ, હાથમાં આવવો બહુ મુશ્કેલ નથી.

હવે રેલ્વે ઉપર આવીએ. સુધારામાં પાછળ રહી ગયેલો કોઈ દેશ, બીજી બળવાન પ્રજાના લોકો સાથે, પોતાને ત્યાં રેલ્વે બાંધવાની વ્યવસ્થા કરે છે. (ચીનમાં) આખો મંચુરિયા વટાવી વ્લેડીવોસ્ટોક અને પોર્ટ આર્થર સુધી જતી રશિયન રેલ્વે, આ જાતની હતી. હવે રેલ્વે તથા તેના કામદારોનું રક્ષણ પણ થવુંજ જોઇએ. પણ રક્ષણ પોલીસ મારફતે કરવું કે લશ્કર મારફતે, તે કયાં નક્કી કર્યું હતું?—એટલે રશિયન લશ્કરનાં ધાડાં મંચુરિયામાં દાખલ કરવામાં આવ્યાં.

થોડાં વર્ષો પછી દુનિયા, મંચુરિયાને રશિયાનો જ પ્રાંત

ગણવા લાગી, જેમ ઇજીપ્ત અંગ્રેજોનો જ મુલક ગણાય છે—જો કે ફેરોનો ઘરેણા જેવો ખેદીવ અને કોન્સ્ટાન્ટીનોપલનો સુલતાન તે દેશના રાજા કહેવાય છે. ૧૯૦૪ના યુદ્ધમાં જાપાને બળજબરીથી રશિયા પાસેથી મંચુરિયાની કેટલીક રેલ્વેનો કબજો લઇ લીધો. પણ આ ફેરફારથી ચીનના હાથમાં કશું જ પાછું આવ્યું નહિ. તેનો મંચુરિયા તો, ગયો તે ગયો જ.

જે દિવસથી એશિયાના બાદશાહોની સ્વાભાવિક ઉદારતાથી અને ભલમનસાઇથી, મોગલ બાદશાહ પણ, હિંદુસ્તાનમાં વેપાર કરતા, અંગ્રેજ જાતના પરદેશી ખ્રિસ્તી વેપારીઓને, બીજો કોઈ ખ્રિસ્તી રાજા કદી ન આપે એવા હકો આપી બેઠો ત્યારથી, હિંદુસ્તાનના વેપાર અને ઉદ્યોગોનો નાશ તથા તેની પરતંત્રતા શરૂ થઇ ચૂક્યાં. વેપારીના વેશમાં આ પરદેશીઓ, હિંદુસ્તાન પચાવી પડવાનું તરકટ રચી રહ્યા હતા. પણ દુર્ભાગ્યે આ ફરેબબાજ અને ધૂર્ત પરદેશીઓનું તરકટ, હિંદુસ્તાનના ભલા લોકોને દેખાયું નહિ. તેનો તેમને વહેમ સુદ્ધાં ન આવ્યો. જો તેઓને આ તરકટની વેળાસર ખબર પડી ગઇ હોત, અથવા તેનો વહેમ સુદ્ધાં આવ્યો હોત, તો, આ પરદેશીઓએ બિછાવેલી જાળમાં તેઓ ફસાતા બચ્યા હોત કે નહિ તેનો વિચાર અહીં કરવાની જરૂર નથી. પણ જ્યારથી અંગ્રેજોએ હિંદુસ્તાન ઉપર રાજસત્તા મેળવી છે, ત્યારથી તેમણે, હિંદુસ્તાનના ખાસ ઉદ્યોગો અને વેપારનો વિકાસ ન થવા દેવાની અને તેમને ઉત્તેજન ન આપવાની નીતિ, ચીવટતાથી પકડેલી છે. તે ઉપરાંત, જ્યારે અને ત્યારે તેમણે, હિંદીઓને નમાલા, વેપારની આવડત વિનાના, મોટામોટા

ઉદ્યોગો ચલાવવાની શક્તિ વિનાના, તથા પોતાના પૈસાનો, નવા ઉદ્યોગો ઉભા કરવામાં કે ચલાવવામાં ઉપયોગ કરવાને બદલે, સંઘરો કરી રાખનારા કહી કહીને વગોવ્યા કર્યા છે.

તેમનું આ બધું ઝેર, "જેને ખરાબ કરીએ તેને ખરાબ કહીએ" એ કહેવત પ્રમાણે વિચારતાં સમજી શકાશે.

હિંદુસ્તાન સ્વરાજ્ય મેળવશે તો પણ, પરદેશીઓની માલીકીવાળી આ રેલ્વેઓ, કારખાનાંઓ અને બીજા વેપાર ધંધાઓ વડે, તેની આર્થિક ગુલામી તો કાયમ રહેવાની જ. અને આર્થિક ગુલામીથી પરતંત્રતાને બહુ છેટું હોતું નથી.

અંગ્રેજ વેપારીઓને ખાસ હકો આપવામાં આવ્યા, એટલે તેમને સીરાજદ્દૌલ્લા સામે તરકટ કરતાં ફાવ્યું, અને પરિણામે પ્લાસીનું યુદ્ધ થયું. તમે તેમને આંગળી આપો એટલે તરત તમારો પાંચો માગશે. અંગ્રેજ વેપારીઓને જેમજેમ વધારેને વધારે મળતું ગયું, તેમ તેમ, તેઓ સંતુષ્ટ થવાને બદલે વધારેને વધારે માગતા ગયા. છેવટે તેમણે મીરકાસીમ સામે પણ કાવતરું કરીને તેને પદભ્રષ્ટ કર્યો તેઓ બરાબર ભૂખ્યાં વરૂ અથવા ગીધડાં જેવા હતા. હર્બર્ટ સ્પેન્સરના કહ્યા પ્રમાણે:

> ૧૮ મા સૈકામાં હિંદુસ્તાન પહોંચેલા અંગ્રેજો, કે જેમને, બર્કે, "ભક્ષ શોધવા ભમતાં પક્ષીઓ" એવું ઉપનામ આપ્યું હતું, તેઓ, પેરુ અને મેક્સિકો ગયેલા તેમના નમુનાઓ[1] કરતાં સહેજે ઉતરતા ન હતા. કંપનીના જ ડીરેક્ટરોને

(૧) સ્પેન અને પોર્ટુગાલના લોકો.

કબુલ કરવું પડયું હતું કે "કોઇ પણ સમયે કોઇ પણ દેશમાં જોવામાં કે જાણવામાં નહિ આવેલા એવા જુલમો અને ત્રાસ વડે ચલાવેલા મુલકી વેપાર વડે, આ અઢળક સંપત્તિ મેળવવામાં આવી હતી." આટલા ઉપરથી જ તેમનાં કૃત્યો કેટલાં કાળાં હશે તેની કલ્પના કરી શકાશે. વાન્સીટાર્ટે વર્ણવી બતાવ્યું છે તે પ્રમાણે તે દેશની સ્થિતિનો ખ્યાલ તો કરી જુઓ, કે જયાંના વતનીઓને કોરડા મારીને કે બંદીખાનામાં નાખીને અંગ્રેજો પોતાનો માલ, પોતે ઠરાવેલા ભાવે ખરીદતા કે ખરીદાવતા.

( સોશિયલ સ્ટેટીકસ પ્રથમ આવૃત્તિ. પા. ૩૬૭ )

ઇસ્ટઇંડિયા કંપનીના ઈજારાઓથી હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગોની પાયમાલી થઇ ગઈ. કંપનીએ, બેંગોલ બિહાર અને ઓરિસાની દિવાની શા સારું પોતાના હાથમાં લઇ લીધી હતી તેનું કારણ, વિલિયમ બોલ્ટ્સ નીચે પ્રમાણે જણાવે છે:[1]—

...જેથી દિવાની હાથમાં લેવાનું વિચારી કહાડનારાઓને, દેશની અંદરના વેપારમાં, જીંદગીની સામાન્ય જરૂરિયાતની વસ્તુઓના ઇજારા કરી લઇ, પોતાનાં ખિસ્સાં ભરવાનું ફાવે. આ રીતે મનુષ્ય જાતિના સ્વાભાવિક હકો ઉપર મારવામાં આવેલી તરાપ, અત્યાર સુધી કોઇ પણ રાજયના ઇતિહાસમાં જોવામાં આવી નથી.

ગવર્નરની કાઉંસીલની સીલેકટ કમીટીએ ૧૭૬૫ ની ૧૦ મી ઑગસ્ટે, મીઠું, સોપારી અને તમાકુ એ ત્રણ વસ્તુઓનો ઈજારો કરી, તેમનો વેપાર, પોતાને હાથ લેવાનું ઠરાવ્યું. તે મુજબ નીચે પ્રમાણે જાહેરનામું લોકો માટે કહાડવામાં આવ્યું:—

(૧) કન્સીડરેશન્સ ઓન ઈંડિયન ઍફેર્સ.

## જાહેરખબર

ડીરેક્ટરોની નામદાર સભાએ, મીઠું, સોપારી અને તમાકુ એ ત્રણ વસ્તુઓનો દેશમાં ચાલતો વેપાર, મર્યાદિત કરવાનો હુકમ મોકલવાનું ઠીક માન્યું છે. તેથી તે હુકમ પ્રમાણે તે વસ્તુઓનો વેપાર એક મંડળીને સોંપવામાં આવશે, અને તે માટે તેવી મંડળી ઉભી કરવામાં આવશે. કંપની તથા નવાબની સત્તાથી તે વસ્તુઓનો વેપાર કરવાનો કુલ હક આ મંડળીને જ રહેશે. તેથી નામદાર કંપનીના રાજ્યમાં આવેલા જે માણસો, સીધી યા આડકતરી રીતે આ વસ્તુઓના વેપારમાં પડયા હોય, તેમને આ તારીખથી, મીઠું સોપારી અને તમાકુ એ ત્રણ વસ્તુઓનો વેપાર કરવાની સખત મનાઈ કરવામાં આવે છે. એટલે કે, તે વસ્તુઓનો વેપાર કરવા સ્થાપેલી આ મંડળી માટે, ઉપર જણાવેલી વસ્તુઓ ખરીદનારા કે વેચનારા દલાલો તરીકે લેવો પડે, તે સિવાય બીજી કોઇ રીતે તે વસ્તુઓના વેપારમાં, કોઇપણ જાતનો ભાગ, હવેથી તેમણે લેવો નહિ.

વિલિયમ બોલ્ટ્સ કહે છે:—

આ ‘બે ધણીવાળા રાજ્યમાં,’ જેટલાં કાળાં કૃત્યો કરવામાં આવ્યાં હતાં તે દરેકમાં, રિવાજ મુજબ, નવાબનું નામ વાપરવાનું ફારસ ચલાવ્યા કરવું એ સગવડભરેલું માનવામાં આવ્યું હતું. કંપનીના અહેવાલો ઉપરથી તેમજ ઉપર આપેલી જાહેરખબર ઉપરથી વાંચક જોઇ શકયો હશે કે, પેલા નામના નવાબને પણ કમીટી સાથે મળેલો તેમજ પોતાની ગરીબ પ્રજાની પાયમાલી કબુલ રાખતો દેખાડવામાં આવ્યો છે, જેથી બેમાંથી એક પણ રાજા પાસે, પ્રજા, ન્યાય

મેળવવા કે પોતાનાં દુઃખ દૂર કરવા ફરિયાદ કરવાની આશા ન રાખે.

જમીનદારો ઉપર નવાબના નામથી પરવાના કાઢી, તેમની પાસે લીધેલા મુચરકાનો એક નમુનો નીચે આપ્યો છેઃ-

> ૧૧૭૩ (બંગાળી વર્ષ)માં પાકનારા મીઠાનો વેપાર હું કોઈ પણ કારણસર કોઇ સાથે નહિ કરું, તથા તમારા હુકમ વિના, મીઠાનો એક કાકરો પણ નહિ વેચી નાખું, પરંતુ મારી જમીનદારીમાં જેટલું મીઠું પાકશે તે બધું, પ્રમાણિકપણે, ઢીલ કર્યા વિના, ઉપર જણાવેલી મંડળીને સોંપી દઇશ. અને તેની કિંમત પણ મેં લખી આપેલા કરાર મુજબ લઇશ. ઉત્પન્ન થયેલું બધું મીઠું હું તેમને સોંપી દઇશ અને તેમની રજા વિના મીઠાનો એક કાકરો પણ બીજી જગાએ લઇ જઈશ નહિ અથવા વેચી નાખીશ નહિ. જો મારી સામે તેમ કરવાનો ગુનો સાબિત કરવામાં આવશે, તો તે મંડળી સરકારને, હું મણ દીઠ પાંચ રૂપિયા દંડ ભરીશ.

પછી પેલી મંડળીએ દેશની અંદરના ભાગમાં દરેક અગત્યના બજારમાં, અને વેપારના મથકમાં, પોતાના યુરોપીયન એજંટો મૂકીને વેપાર શરૂ કર્યો. તે ઇજારાથી તેમણે કેટલા પૈસા પડાવ્યા તેનો અડસટ્ટો બોલ્ટસે કહાડયો હતો. તે નીચે મુજબ છેઃ-

> જેઓને આ વેપારની થોડી ઘણી માહિતી છે તે બધા કબુલ કરશે, કે બે વર્ષના વેપારમાં આ સાઠેક જણનાં ખીસ્સાં ભરવા માટે, દેશના વતનીઓ પાસેથી, ૧ કરોડ ૯૬ હજાર સાતસો પંચાવન રૂપિયા ચૂસી લેવામાં આવ્યા હતા. તે ઇજારો પણ એવી વસ્તુઓનો હતો કે જેમને તે દેશમાં જીંદગીની ખરી

જરૂરિયાતની વસ્તુઓ ગણવામાં આવે છે. જો ઈજારો હોવાને બદલે આ વેપાર, બધા જકાત ભરનારાઓ માટે ખુલ્લો રહ્યો હોત તો દેશના લોકોને, તે વસ્તુઓ માટે આટલા બધા પૈસા ખર્ચવા ન પડત.

દરેક જણ કલ્પી શકે તે પ્રમાણે આ ઇજારાથી બંગાળાનો મીઠાનો વેપાર ઝપાટાબંધ નાશ પામવા લાગ્યો. અખાતથી ૬૦ માઈલ જેટલે દૂર નદીઓ મારફતે ઝાળ આવવાથી જે જમીનો ધોવાતી તેમાં તે મીઠું પાકતું હતું.

"તેમાંની ઘણી જમીનોમાં મીઠા સિવાય બીજું કશું પેદા થઈ શકે તેમ હોતું નથી. અને તે જમીનોની બધી મહેસુલ મીઠામાંથી જ મળે છે. પણ દેશમાં ખાનગી વેપારની થયેલી કફોડી સ્થિતિને કારણે, તેમજ આ વેપાર સંબંધી કલકત્તામાંથી વારંવાર નીકળતા અને બદલાતા રહેતા હુકમોને કારણે, કોઈ પણ માણસ ત્યારથી મીઠું બનાવવાની હિંમત કરતો નથી. માત્ર જે માણસે કંપનીની નોકરીમાંના કોઈ વગવાળા કે સત્તાધારી અમલદાર સાથે ખાનગી ગોઠવણ કરી હોય અથવા તેવા માણસની ઓથ મેળવી હોય, તે માણસ જ તે કામ કરે છે.

મીઠું બનાવનારા મોલંગી લોકો, નદીમાં પાણી ચઢે તે પહેલાં, પોતાનું મીઠું ખસેડી લેવાની રજા મેળવવા, ભેગા થઇ કલકત્તા આવ્યા. મેં પોતે તે ૨૦૦ માણસોને ગવર્નરના મ્યાનાને વીંટળાઇ વળી રસ્તા વચ્ચે લાંબા સૂઇને તેને પ્રણામ કરી આજીજી કરતા જોયા હતા. તેમને દિવાન પાસે[1] જવાનું

---

૧ ઇસ્ટઇંડિયા કંપનીનો દરેક મુખ્ય અમલદાર પોતાની પાસે એક દેશીને, ખાનગી કારભારી તરીકે રાખતો. તેને બનિયો કે દિવાન કહેવામાં આવતો. તેનું કામ શું હોતું તે બોલ્ટ્સ નીચે પ્રમાણે સંક્ષેપમાં જણાવ્યું છેઃ—"ટૂંકામાં આપણે ત્યાં, કોઈ જુવાન, ઉડાઉ, અમીર ઉપર તેના કારભારીની, લેણદારની

કહેવામાં આવ્યું. જો કે દિવાન સામે ફરિયાદ લઇને તો તેઓ ગવર્નર પાસે આવ્યા હતા. તેમને રજા મળે ત્યાર પહેલાં તો તેમનું મીઠું ધોવાઇ ગયું.

કોઇપણ હરિફની ડખલગીરી વિના બધો વેપાર પોતાના જ હાથમાં રાખવાની કંપનીની ઇંતેજારીને કારણે વણાટના ઉદ્યોગની પણ પાયમાલી થઇ ગઇ.

"અંગ્રેજ હકુમત તળે આવેલા પૂર્વ હિંદુસ્તાનમાં, સરકારી અમલદારોનું દરેક કાર્ય, બંગાળાના મુલકી વેપારના ઇજારા, હાથ કરી લેવાની દાનતથી જ કરેલું હોય તેમ દેખાય છે. તે ઇજારાઓ હાથ કરવા માટે તે દેશના ગરીબ બિચારા વણકરો અને કારીગરો ઉપર કલ્પી ન શકાય તેટલા જુલમ અને સખતાઇ કરવામાં આવે છે. કંપનીએ તે બિચારાઓનો ગુલામો તરીકે ઇજારો રાખી લીધો હોય તેમ માનવામાં આવે છે. દેશમાં કંપનીના એજંટો અને ગુમાસ્તાઓ આ બિચારા ગરીબ વણકરો ઉપર જુદી જુદી જાતની અનેક રીતો વડે રોજ જુલમ ગુજારે છે–તેમનો દંડ કરે છે, તેમને કેદમાં પૂરે છે, કોરડા મારે છે, તેમની પાસેથી પરાણે બાંધણીનાં ખત લખાવી લે છે–આમ અનેક રીતે તેમના ઉપર જુલમ થઇ રહ્યો છે. આથી કરીને દેશમાં વણકરોની સંખ્યા બીલકુલ ઘટી ગઇ છે. પરિણામે સ્વાભાવિક રીતે જ માલની અછત થઇ ગઇ છે; તેના ભાવ ચઢી ગયા છે અને તેની જાત ઉતરી ગઇ છે. આને કારણે મહેસુલમાં પણ ઘટાડો થઈ ગયો છે. આ લોકો વણવાનું કામ પણ કરતા હોય છે, તેમજ ખેતી

---

કે રખાતની જેટલી સત્તા ચાલે છે તેટલી એક સામટી સત્તા, દિવાન પોતાના અમલદાર ઉપર ભોગવતો હોય છે. વળી કોઈવાર પેલો અમલદાર, પોતે કરેલા કોઈ કૃત્યની જવાબદારી, જાહેરમા પોતાને માથે લઇ શકે તેમ નથી હોતું, ત્યારે તેની જવાબદારી માથે લેવાનું કામ પણ દિવાન કરે છે.

પણ કરતા હોય છે. તે બિચારાઓ ઉપરનો ત્રાસ વર્ણવ્યો જાય તેમ નથી. ઘણીવાર એમ બને છે કે, એક બાજુ જ્યારે મહેસુલ ઉઘરાવનારા અમલદારો તેમની ઉપર મહેસુલ કઢાવવા જુલમ ગુજારતા હોય છે, ત્યારે બીજી બાજુ, કંપનીના ગુમાસ્તાઓ તેમની પાસે માલ તૈયાર કરાવવા એટલું બધું દબાણ કરતા હોય છે કે, છેવટે, મહેસુલ ભરવું તેમને માટે અશકય થઇ જાય છે. સોનાનાં ઈંડાં મૂકતી મરઘડી પાસેથી બધાં ઈંડાં સામટાં કાઢી લેવા તેને મારી નાખવા જેવી મૂર્ખતા ત્યાં ચાલી રહી છે. બિચારો વણકર મહેસુલના પૈસા એકઠા કરવા પોતાનો માલ બીજાઓને વેચી, તેનો સારો ભાવ ઉપજાવવા, ડચ કે ફ્રેંચ કંપનીના ગુમાસ્તાઓને છૂપી રીતે વેચવા પ્રયત્ન કરે છે. તેઓ સારો ભાવ આપીને તેનો માલ ખરીદવા હંમેશાં તૈયાર હોય છે. એટલે અંગ્રેજ કંપનીના ગુમાસ્તાઓ તેની ઉપર પહેરો બેસાડે છે, અને ઘણીવાર સાળ ઉપરથી અધૂરો તાકો જ કાપી લે છે. આ રીતે દરેક જાતના ઇજારા મારફતે, તે તે વસ્તુના બનાવનાર ઉપર, આખા દેશમાં દરેક જાતનો જુલમ રોજ વધતો જાય છે. પોતાનો માલ બીજે વેચી દેવાની હિંમત કરવા બદલ વણકરોને, અને તેમ કરવામાં મદદ કરવા બદલ, અથવા તેમના પ્રત્યે આંખ આડા કાન કરવા બદલ દલાલો અને પાયકરોને, કંપનીના એજંટોએ ઘણીવાર પકડીને, કેદમાં પૂર્યા છે, લોઢાની સાંકળો બાંધીછે, મોટી રકમોનો દંડ કર્યો છે, કોરડાઓ વડે ફટકા માર્યા છે અને દુષ્ટમાં દુષ્ટ રીતે બળાત્કારથી તેમને વટાળીને તેમનો પ્રાણથી પણ પ્રિય ધર્મ બગાડ્યો છે. મોગલ સામ્રાજ્ય હેઠળ તેમજ અલીવર્દીખાનના સમયમાં, વણકરો કાંઇ પણ ડખલ વિના પોતાનો માલ બનાવતા. તેમના ઉપર કોઇ પણ જાતનો જુલમ કરવામાં આવતો નહિ. એટલુંજ નહિ પણ તે વખતે

તાંતી (વણુકરો)નાં કેટલાંય પ્રસિદ્ધ કુટુંબો, પોતાની મુડી રોકીને બીજાઓ પાસે માલ તૈયાર કરાવી, જાતે વેપાર કરતા હતા. હાલ તેમાંનું કશું જ રહ્યું નથી. એક (અંગ્રેજ) માણસે નવાબના વખતમાં, ઢાકા પ્રાંતમાં, એક જ દિવસે સવારે, પોતાને ઘરણે બારણે, પોતાની મેળે આવેલા વણુકરો પાસેથી ૮૦૦ મસલીનના તાકા ખરીદ્યા હતા. તે માણસ હાલ ઈંગ્લેંડમાં મોજુદ છે. સીરાજદૌલાના વખતમાં જેમજેમ અંગ્રેજ કંપનીની સત્તા વધતી ગઈ તેમ તેમ ગુમાસ્તાઓ મારફતે ઉપર વર્ણવેલા જુલમો શરૂ થયા. વળી તે જ માણસે, જંગલબરીની આસપાસ આવેલાં પરગણાંમાં આ પ્રમાણે જુલમ શરૂ થવાથી, ૭૦૦ વણુકર કુટુંબોને પોતાનાં ઘરબાર અને ધંધો છોડીને ચાલી જતાં, પોતાની નજરે જોયાં છે. તે વખતે તો જુલમની માત્ર શરૂઆત જ હતી. ક્લાઇવની ફરીવારની હકુમત દરમ્યાન, કંપનીને વધારે રેશમ મળે તે માટે, રેશમનાં કોકડાં ભરનારા કારીગરો ઉપર એટલો જુલમ કરવા માંડયો હતો કે સમાજના પવિત્રમાં પવિત્ર કાયદાઓનું પણ ભયંકર રીતે ઉલ્લંઘન કરવામાં આવ્યું હતું.

વણુકરો, સામાન્ય રીતે, બંગાળામાં પેદા થતું તેમજ સંયુક્ત પ્રાંતોમાંથી ગંગા અને જમુના મારફતે આવતું–'**કપાસ**' નામનું દેશી રૂ વાપરતા. પણ કંપનીએ તે રૂ ઉપર, ૩૦ ટકા જકાત નાખી, અને વણુકરોને દરિયા મારફતે પોતે આણેલું સુરતી રૂ વાપરવાની ફરજ પાડી, અને આ રીતે તે ઉદ્યોગની પાયમાલીને વેગ આપ્યો.

બીજો ઇજારો, બસરા, જેદ્દા, મક્કા, મુંબાઈ, સુરત અને મદ્રાસના બજારોમાં જતા કાપડનો છે. તેમાંની ઘણી ખરી જાતોનો વેપાર, અંગ્રેજ કંપની પોતે નથી કરતી. જેવી કે–ઢાકાનાં

આનંદી, હયાતી, સોનારગંજ અને શરબતી નામનાં જાડાં મલમલો, કાસીમ બજાર અને રાધાનગરની—છપ્પા, મુંજ, તંપી, તારાચંદ્રી અને મુક્તા નામની સાડીઓની કેટલીક જાતો, તેમજ સુશી અને સુશીની સાડીઓ, કુટણી અને ત્રાફેતી વગેરે. પરંતુ તે માલ ભરવામાં પણ, કંપનીનો માલ ભરવામાં જેવો જુલમ કરવામાં આવે છે તેવો જ જુલમ, દેખાદેખી કરવામાં આવે છે.

બોલ્ટ્સ લખે છે:–

એશિયાના મધ્ય ભાગમાંથી આવેલા બધા વેપારીઓને બંગાળા સાથે વેપાર કરતા બીલકુલ અટકાવવામાં આવેલા અમે જોયા છે; સાથે સાથે જ આખા વેપારનો કુલ ઇજારો થોડા ઘણા કંપનીના અમલદારો અને નોકરોને આપી દઇને, બંગાળાના વેપારીઓને પોતાના જ પ્રાંતમાં વેપાર કરતા બંધ કર્યા છે. આવી સ્થિતિમાં, કયો વેપારપ્રધાન દેશ આગળ વધી શકે?

કંપની અને તેના અમલદારો, મનુષ્ય જાતના હકોનો લોપ કરી, દરેક જાતના જુલમ અને અન્યાયમાં ભાગીદાર બનીને, દેશના માલનો, એટલું જ નહિ પણ કારીગરોનો પણ ઇજારો લઈ બેઠા છે, અને આ રીતે એશિયા સાથેનો આ પ્રાંતનો વેપાર તોડી, ત્યાંથી આવતા પૈસાના રેલાને રોકી રહ્યા છે. તેવીજ રીતે બીજી બાજુ, યુરોપની પ્રજાઓનો, તે પ્રાંતો સાથેનો વપાર બંધ કરીને, તે પ્રાંતની આવકનું, એકનું એક બારું બંધ કરી રહ્યા છે. સાથે સાથે જ દર વર્ષે તે પ્રાંતોમાંથી તેઓ પૈસાના ઢગલે ઢગલા, ચીન, મદ્રાસ, મુંબાઈ અને બીજી જગાઓ માટે ઘસડી જાય છે. પરિણામે આ સોના જેવા પ્રાંતોમાં ભૂખમરો અને પાયમાલી ચારે બાજુ વ્યાપી રહ્યાં છે.

હિંદુસ્તાનની સરકાર હજુ પણ અંગ્રેજોને ખાસ હકો આપતી અટકી નથી. હિંદુસ્તાનમાં અંગ્રેજોનો વસવાટ કેવી રીતે કરાવી શકાય તે બાબત તપાસ કરવા, ૧૮૫૮માં નીમાયલી પાર્લામેંટની કમીટી આગળ અપાયેલી જુબાનીઓમાં, હિંદમાતાનાં સંતાનોને ભોગે, આ હકો તેમને કેવી રીતે આપવામાં આવે છે, તે બહાર આવ્યું હતું. ૧૯૧૨ના મે માસના મોડર્ન રીવ્યુ (પા. ૪૬૧) માં જણાવવામાં આવ્યું છેઃ—

ચાના બગીચાવાળાઓનો જ દાખલો લો. હિંદુસ્તાનમાં અંગ્રેજોનો વસવાટ કેવી રીતે કરાવી શકાય તે તપાસવા નીમાયલી સીલેકટ કમીટી આગળ જુબાની આપવા હાજર થયેલા મી. જે. ફ્રીમેનને પૂછવામાં આવેલા સવાલો, અને તેમના તેણે આપેલા જવાબો ઉપરથી માલમ પડશે, કે ચાના બગીચાવાળાઓને તેમના ધંધામાં, કેવી રીતે મદદ આપવામાં આવી હતીઃ—

> ૧૯૨૨: સ. આસામ અને કુમાયુન પ્રાંતમાં, સરકારે, અખતરા કરી જોવા માટે તેમજ, તેમનું પરિણામ સંતોષકારક આવે તો વસવાટ કરવા તૈયાર થનાર અંગ્રેજોને સોંપી દેવાના ઇરાદાથી જ ચાના બગીચાઓ બનાવ્યા હતા તે તમે નથી જાણતા ?
>
> જ. હું તે વિષે જ વાત કરું છું. ચાની ખેતી કરવાની શરૂઆત સરકારેજ કરી હતી, અને તેને ઉત્તેજન પણ આપ્યું હતું. તેમ કરવા જતાં તે ઠીક ઠીક ખર્ચમાં પણ ઉતરી હતી. પછી કેટલાક યુરોપીયનોએ તે ખેતી મોટા પ્રમાણમાં ઉપાડી લીધી. પણ તે પ્રયત્ન નિષ્ફળ ગયો. પછી

આશરે ૧૪ વર્ષ પહેલાં, સરકારે બહુ સસ્તે દરે અને બહુ સહેલી શરતોએ જમીન આપવાની નવી વ્યવસ્થા કરી. એટલે હાલની કંપની ઉભી થઇ, તેણે મોટા પ્રમાણમાં **આવી ખેતી ચલાવી છે. અહીં વસવા આવેલા (અંગ્રેજ) લોકો અને તેમની મુડી વિના તેમ થઈ શકતું હોત તેની મને શંકા છે.**

૧૯૨૩: સ. વાસ્તવિક રીતે, તે અખતરાઓનો બધો જ ખર્ચ સરકારે ઉપાડી લીધો નહતો? અને આસામ તથા કુમાયુન પ્રાંતના બગીચા, અંગ્રેજોને ઘણેજ સસ્તે દરે આપી દીધા નથી?

જ: મને તેની ખબર નથી. તેમ છે કે નહિ તે હું કહેવાનો નથી.

૧૯૨૪: સ. સરકારે મી. ફોર્ચ્યુનને તેમજ તેની પહેલાં પણ બીજાઓને, ચીનમાંથી બી લાવવા તથા હિંદુસ્તાનમાં વસવાટ કરવા માગનારા અંગ્રેજોને, ચા ઉગાડવાની ચીનની પદ્ધતિ શીખવાડવા માટે, તે રીત જાણનારા ચીનાઓ, અથવા બીજાઓને લઈ આવવા મોકલ્યા ન હતા?

જ: સરકારે તેમ કર્યું હતું કે નહિ તેની મને ચોક્કસ ખબર નથી. પણ મને લાગે છે કે એ વાત તમે કહો છો તેમજ હતી. પ્રથમ ચીનાઓ આણવામાં આવ્યા હતા તે વાત હું જાણું છું. હિંદુસ્તાનના દેશીઓ તેમની પાસેથી આવી ખેતી કરવાની રીત શીખી લેશે, એમ ધારવામાં આવ્યું હતું. પણ તેમ બન્યું નહિ.

આના ઉપરથી જણાશે કે હિંદુસ્તાનના દેશીઓને ખર્ચે યુરોપીયન બગીચાવાળાઓને કેટલો લાભ કરી આપવામાં આવ્યો હતો. પણ અંગ્રેજોને હાથે થતી ચાની ખેતીની માફક હિંદીઓને હાથે ચાલતા કોઇપણ ધંધાને

ઉત્તેજન આપવા સરકારે કોઇ દિવસ કશું જ કર્યું નથી. આ દેશના દેશીઓ ઉપર તે સાક્ષીએ કરેલો કટાક્ષ કે જેને અમે જુદા અક્ષરે લખ્યો છે તે બીલકુલ અર્થ વિનાનો છે. કારણ કે વસવા આવેલા યુરોપીયન લોકોને સરકારે જેટલું ઉત્તેજન આપ્યું છે, તેટલું, કોઇ દેશીને, કદી આપ્યું નથી.

રાવબહાદુર ક્રોસ્ટોદાસ પૉલે 'કાયદાસર ગુલામી સ્થાપનાર' તરીકે વર્ણવેલો પેલો કાયદો, ચાના બગીચાવાળા યુરોપીયનોના હિત માટે જ આજ સુધી હિંદુસ્તાનની ધારાપોથીમાં રાખી મૂકવામાં આવ્યોછે.

ઇંગ્લેન્ડથી, કોઇ લોખંડના ઉદ્યોગવાળા, હિંદુસ્તાનમાં આવીને વસવા માગે તો તેમને પણ મદદ આપવાનું હિંદી સરકારે ખૂબ ઉદારતા સાથે જણાવ્યું હતું. તેજ સાક્ષીને પૂછવામાં આવ્યું હતું:-

૧૯૨૭: સ. તમે જાણો છો કે, સરકારે હમણાં લોઢાના ઉદ્યોગથી મહિતગાર એવા એક માણસને બીજા કેટલાક મદદનીશો સાથે કુમાયુનમાં લોઢાનો ઉદ્યોગ શરૂ કરવા મોકલ્યો છે ?

જ. મેં તે બાબત વાંચ્યું હતું. પણ અમે અમારે ખર્ચે બધું કરવા તૈયારી બતાવી હતી.

૧૯૨૮ : સ. તેમજ, જો તે અખતરો સફળ નીવડે, તો તરત જ તે કારખાનું, કોઇ અંગ્રેજ હાથમાં લેવા માગે તો પોતે આપી દેવા તૈયાર છે, એમ પણ સરકારે જણાવ્યું છે ?

જ: એમ હશે ખરું.

ઉપરની વાત સમજાવવા કશી ટીકાની જરૂર નથી.

ગળી બનાવનારાઓને પણ સરકારે વખતોવખત હિંદુસ્તાનની રૈયતને ખર્ચે, આર્થિક મદદ આપ્યા કરી છે.

હિંદીઓને હાથે ચાલતા ધંધાઓને સરકાર કદી ઉત્તેજન નથી આપતી એવી સખત ફરિયાદ, મી. કરીમભાઇ આદમજી પીરભાઇએ ૧૯૧૭ના નવેંબરમાં જ, હિંદી ઔદ્યોગિક કમીશન આગળ પોતે આપેલી જુબાનીમાં રજુ કરી હતી. તેમણે આપેલી લેખિત તેમજ મૌખિક જુબાનીનાં ૧૦ મોટાં પાન ભરાયાં છે. આ વિષયમાં રસવાળા દરેકે તે પાન વાંચી જવા જેવાં છે. તે કમીશનનો પ્રમુખ સર થૅામસ હોલેન્ડ, કે જેને હિંદી સરકારની કારોબારી સભાના સભ્ય તરીકે, લોકોથી હજુપણ અજ્ઞાત એવાં કોઇ અગમ્ય અને ભેદી કારણોને લીધે ૧૯૨૧ માં રાજીનામું આપી દેવું પડયું હતું, તેને સરકારી અમલદારોનાં લોપાળાં બહાર પડવા માંડયાં તે ગમ્યું નહિ. તેથી તેણે તે સાક્ષીને ધમકાવવાનો અને સત્ય વસ્તુ બહાર પાડી દેતો અટકાવવાનો સારીપેઠે પ્રયત્ન કર્યો. કમીશનના તે ખ્રિસ્તી પ્રમુખ મહાશયને તે સાક્ષી મારફતે બહાર ખુલ્લું થતું સત્ય એટલું કડવું લાગ્યું કે ત્યાં બેઠેલા છાપખાનાના પ્રતિનિધિઓ સામે જોઇને તેણે કહ્યું:—

> કોઇપણ અમલદાર સામે મૂકવામાં આવેલા આક્ષેપો જો તમે બહાર છાપશો તો તેની જવાબદારી તમારે શીર છે.

પણ આ મુસલમાન સાક્ષી તે ખ્રિસ્તી પ્રમુખને ટપી જાય તેવો હતો તેણે કહ્યું:—

> મારે તમને ચોખ્ખે ચોખ્ખું જણાવી દેવું જોઇએ કે મારી લેખિત જુબાની ગમે તેવી હશે, પરંતુ મારી મૌખિક જુબાની

જરૂર છાપાંઓમાં પ્રગટ કરવામાં આવશે.

મદુરાના રંગકામ કરનારાઓના મહાજનના સેક્રેટરી મી૦ રંગાચારીએ તે જ કમીશન આગળની પોતાની જુબાનીમાં જણાવ્યું હતું:—

એક બાજુ સરકાર હિંદી ઉદ્યોગોના વિકાસની વાતો કરે છે અને બીજી બાજુ હિંદુસ્તાનની મીલોના સુતરાઉ કાપડ ઉપરની જકાત રાખી રહી છે, એટલું જ નહિ પણ હમણાં તેમાં તેણે વધારો પણ કર્યો છે, આ કેવી વિરુદ્ધ વાત છે? ગયે વર્ષે હિંદી સરકારે ઇંગ્લેન્ડની સરકાર માટે હિંદુસ્તાનમાં થઉં તથા ગળીની ખરીદ કરી હતી, તે જ હિતેચ્છુપણું હૈયે રાખીને તેણે હિંદુસ્તાનના રંગકામ કરનારાઓના હિત ખાતર હિંદુસ્તાનની સરકાર માટે પણ કેટલાક રંગ ખરીદવા જોઇતા હતા. પણ સરકારે તેમના પ્રત્યે જરાપણ સહાનુભૂતિ બતાવી નહિ. અમે હજુ પણ માનીએ છીએ કે અમારા ઉદ્યોગો ઉપર અંગ્રેજી રંગકામવાળાઓનો હુમલો થયો છે.[1]

તે જ કમીશન આગળ લાલા હરકીશનલાલે, અંગ્રેજોની માલિકીની તેમજ અંગ્રેજોને હાથે ચાલતી બેંકો, હિંદી બેંકો સાથે કેવો વ્યવહાર રાખે છે તે બહાર પાડ્યું હતું. ૧૯૧૭ ની ૧૧ મી ડીસેંબરે તેમણે આપેલી મૌખિક જુબાનીનાં ૨૨ મોટાં પાનાં ભરાયાં છે. એ જુબાનીના કારણે તે વખતના બધા પંજાબના અમલદારો તેમના ઉપર સારી પેઠે ગુસ્સે થઇ ગયા હતા. અને ૧૯૧૯ ના એપ્રિલ માસમાં તેમના ઉપર જે જુલમ ગુજારવામાં આવ્યો હતો તેનું

---

[1] ઇંડિયન ઇન્ડસ્ટ્રીયલ કમીશન. જુબાનીઓની નોંધ. વૉ. ૩. પા. ૪૮૧

કારણ કદાચ તે જ હશે. પોતાની જુબાનીમાં તેમણે જણાવ્યું હતું:—

અધિકારીઓ અને બીન અધિકારીઓએ ભેગા મળીને પંજાબની બેંકો તોડી પાડવાના ચોક્કસ ઇરાદાથી એક કાવતરું રચ્યું છે. આ બેંકોથી, પંજાબને તેમજ બીજા પ્રાંતોને પણ ઘણો ફાયદો થતો હતો. પરંતુ તે લોકોને હિંદીઓની બેંકોને આબાદ થવા દેવી ન હતી. એમને લાગતું હતું કે જો વેળાસર ધ્યાન નહિ આપીએ, અને હિંદી બેંકો આગળ વધતી જશે તો આપણા ધંધામાં એક મોટો હરિફ ઉભો થશે.

આગળ ચાલતાં તેમણે જણાવ્યું હતું:—

હું જાણું પણ છું કે એક યુરોપીયને એક અંગ્રેજ બેંકને લોન માટે અરજી કરી હતી. પણ તેને, એમ કહેવામાં આવ્યું કે આ લોનથી કોઇપણ હિંદીને કે કોઈ પણ હિંદી બેંકને કોઇ રીતે ફાયદો થવાનો નથી એવી પહેલેથી ખાત્રી આપો. જો તેવી ખાત્રી આપવામાં આવશે તો જ તે લોન વિષે આગળ પત્ર વ્યવહાર કરવામાં આવશે.

અંગ્રેજ વેપારીઓને જ્યારે આટલા બધા ખોટા હકો અને છૂટ આપી આપીને ઉત્તેજન આપવામાં આવતું હતું ત્યારે રાજ્ય તરફની મદદના અભાવે હિંદી ઉદ્યોગો નાશ પામ્યા તેમાં નવાઇ જેવું શું છે?

## પ્રકરણ ૬

## હિંદી કારીગરો પાસેથી તેમના ધંધાની ચાવીઓ શી રીતે કઢાવવામાં આવી.

પ્લાસીના યુદ્ધ પછી ૧૦ વર્ષે પ્રગટ થયેલા પોતાના પુસ્તકમાં[1] બોલ્ટ્સ જણાવે છેઃ—

...છેલ્લાં સાત વર્ષથી દેશના વેપારમાં, જુલમો અને ઇજારા શરૂ થવાને કારણે બંગાળાની મહેસુલ એટલી બધી ઘટી ગઈ છે કે કંપનીને પણ થોડા સમયમાં તેનો સખત ધોકો લાગ્યા વિના રહેવાનો નથી. મોટે ભાગે અહીંના લોકો ખેતી પણ કરે છે અને ઉદ્યોગ–ધંધો પણ કરે છે. તેમની પાસે માલ તૈયાર કરાવવા ગુમાસ્તાઓનો ત્રાસ એટલો બધો વધી ગયો છે કે તેઓ જમીન સુધારવા કે મહેસુલ ભરવા કશું પણ કરી શકતા નથી. એટલે બીજી બાજુથી મહેસુલવાળા અમલદારોનો જુલમ શરૂ થાય છે. ઘણીવાર તે દુષ્ટોના ત્રાસથી હબકી જઈ, મહેસુલ પૂરું કરવા તેઓને પોતાનાં બાળકો વેચવાં પડયાં છે અથવા દેશ છોડી ભાગવું પડયું છે.

વળી તે આગળ લખે છેઃ—

અત્યાર સુધી કંપનીએ બંગાળામાં જે કાંઇ કર્યું છે તે બધામાં આ ઇજારાઓ સૌથી ભયંકર અને ઘાતકી છે. તેમનાથી પરિણામે કંપનીને જ નુકસાન થવાનું છે એમ હું માનું છું. આખી દુનિયાના ઇતિહાસમાં કોઇ પણ ઠેકાણે એમની જોડી મળી શકે તેમ નથી. કોઇ પણ રાજ્યે પ્રજાને આ રીતે લૂંટવાનો ધંધો કર્યો હોય તેવું જાણવામાં આવ્યું નથી. જે

(૧) કન્સીડરેશન્સ ઑન ઇંડિયન ઍફેર્સ.

વસ્તુઓ ત્યાં જીંદગીની સામાન્ય જરૂરિયાતો ગણાય છે તે વસ્તુઓમાં આવા ઇજારાઓ શરૂ કરનારા માણસો, અને તેમ કરવામાં તેઓ વડે અપાતાં કારણો, જ્યારે ખ્યાલમાં લાવીએ છીએ ત્યારે દિગ્મૂઢ થઇ જવાય છે.

બોલ્ટ્સે પોતાના ગ્રંથમાં નોંધ્યું છે—

"કંપનીના એજંટોએ પરાણે કરાવેલા વાયદાઓ, અથવા તો બંગાળામાં કહેવાય છે તેમ લખાવી લીધેલા મુચરકાઓ અનુસાર, હિંદી વણકરો જ્યારે માલ આપી ન શકે, ત્યારે તે ખાધ ભરપાઇ કરવા, તેમનો સરસામાન જપ્ત કરવામાં આવે છે, અને તે જ ઠેકાણે તેની હરાજી કરી દેવામાં આવે છે. નાગોડ નામના રેશમ ઉકેલનારાઓ ઉપર તો એટલો જુલમ અને અત્યાચાર કરવામાં આવ્યો હતો કે કેટલાકોએ, પરાણે કોકડાં ભરવાં ન પડે તે માટે પોતાના અંગુઠા કાપી નાખ્યા હતા.

ઇસ્ટઇંડિયા કંપનીની શરૂઆતના દિવસોમાં હિંદી ઉદ્યોગોની પાયમાલી કરનારાં બધાં પગલાં અહીં ગણી બતાવવાં જરૂરી નથી. છતાં તે બધાં પગલાંઓથી હિંદી હુન્નર ઉદ્યોગનો સમૂળગો ઉચ્છેદ થઈ ગયો નહતો. કારણ કે છેવટે, આવડત એ પણ એક શક્તિ છે. હિંદી લોકોપાસે પોતાનો માલ તૈયાર કરવાની જે આવડત હતી તે ઇંગ્લેંડના કારીગરો પાસે ન હતી.[1] ૧૮૫૧ માં ભરવામાં આવેલા આંતર-રાષ્ટ્રીય પ્રદર્શનનો હેતુ, ઇંગ્લેંડના લોકોને હિંદુસ્તાનના બજારો માટે માલ બનાવવા પ્રેરવાનો હતો, એટલું જ નહિ

---

૧ "કારીગર તરીકે આપણે હિંદીઓ કરતાં ક્યાંય ઉતરતા છીએ" સર થૉમસ મનરો (મૉડર્ન રીવ્યુ. વૉ. ૨. પાન. ૫૪૧ )

પણ હિંદી કારીગરોના ધંધાની કુંચીઓ શીખી લેવાની તક આપવાનો પણ હતો. હિંદી કારીગરો પાસેથી તેમના જેવો ઉત્તમ માલ બનાવવાની છૂપી કુંચીઓ કઢાવવા માટે અંગ્રેજોએ એકે ઉપાય બાકી રાખ્યો નહતો. પ્રથમ આંતર રાષ્ટ્રીય પ્રદર્શન ભરાયા બાદ બે વર્ષે, ઈસ્ટઈંડિયા કંપનીની સનંદ બદલી આપવામાં આવી. હિંદુસ્તાનની પરિસ્થિતિ તપાસવા નીમાયેલી પાર્લામેંટની કમીટીઓ આગળ જુબાની આપનારાઓમાંથી ઘણાએ પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે, અંગ્રેજ કારીગરોને હિંદુસ્તાનમાં તેમના માલનું બજાર વધે તે માટે પુષ્કળ સગવડ કરી આપવી જોઇએ. સાથે સાથે જ ડૉ૦ ફૉર્બ્સ રોઇલ જેના હાથમાં ઉપર જણાવેલા પ્રદર્શનનો હિંદી વિભાગ હતો, તેણે, હિંદુસ્તાનના માલનું અને વસ્તુઓનું લંડનમાં એક સ્થાયી પ્રદર્શન રાખવાની જરૂર ડીરેકટરોની સભાને સમજાવી. ડીરેકટરોની સભાએ તે સૂચના ઘણી ખુશીથી કબુલ રાખી એ કહેવાની જરૂર નથી. કારણ કે તે સંગ્રહસ્થાન હિંદુસ્તાનને પૈસે ખોલવાનું હતું અને તેના વડે ઇંગ્લેન્ડના કેટલાય લોકોને રોટલા પેદા કરતાં આવડવાનું હતું. પણ તે સંગ્રહસ્થાનની યોજના પાર પાડતા પહેલાં ૧૮૫૮ ના જાન્યુઆરીમાં તે મરી ગયો. એટલે ડૉ. ફોર્બ્સ વૉટ્સનને તેની જગાએ નીમવામાં આવ્યો. તેની કારકીર્દી દરમ્યાન હિંદુસ્તાનના કાપડના ઉદ્યોગોનો સમૂળો નાશ કરનારું છેવટનું પગલું લેવામાં આવ્યું. આ પગલું કયું હતું તે ડૉ૦ વોટ્સને પોતે જ સારી રીતે કહી બતાવ્યું છે. તે લખે છેઃ—

" હિંદી સંગ્રહસ્થાનમાં રાખેલા હિંદુસ્તાનના કાપડના બધા અગત્યના નમુનાઓ ભેગા કરીને તેમને ૧૮ ભાગમાં પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવ્યા છે. અને તેમની વીસ વીસ નકલો તૈયાર કરવામાં આવી છે. તે દરેક નકલ એક બીજાને બરાબર મળતી આવે છે. આ અઢાર ભાગની એક એક નકલમાં, હિંદુસ્તાનના કાપડના ઉદ્યોગની પૂરેપૂરી માહિતી સહેલાઈથી મળે તે માટે ૭૦૦ નમુનાઓ રાખવામાં આવ્યા છે. **આ વીસ નકલોને,–ઈંગ્લેંડમાં ૧૩ અને હિંદુસ્તાનમાં ૭–એ રીતે વહેંચી દેવાની છે;** જેથી વીસ ઠેકાણે, સરખા નમુનાઓવાળી એક એક નકલ રહેશે. તેથી જ્યારે, તેમાંથી કોઇપણ જાત વિષે કાંઈ પણ પૂછ પરછ કરવી હશે, ત્યારે સહેલાઇથી કરી શકાશે.

ઉપર જુદા અક્ષરમાં મૂકેલા વાક્યથી જણાશે કે ઈંગ્લેન્ડમાં ૧૩ નકલો અને હિંદુસ્તાનમાં સાત જ નકલો રાખવાનું નક્કી કરનારાઓને, પ્રમાણનું ભાન કેટલું હતું. હિંદુસ્તાનમાં સાત નકલો રાખવાનું નક્કી કર્યું તે પણ પાછળથી. પહેલાં તો, તેટલી નકલો પણ રાખવાનો ખ્યાલ નહતો. ડૉ૦ ફૉર્બ્સ વૉટ્સને લખ્યું છેઃ—

" પહેલાં એવો ખ્યાલ હતો કે વીસે નકલો ઈંગ્લેન્ડમાં જ વહેંચવી પણ પછીથી વિચાર કરતાં માલમ પડયું કે થોડીક હિંદુસ્તાનમાં પણ રાખી હોય તો સારું. તેમ કરવાનું પહેલું કારણ એ છે કે તેનાથી બંને દેશ વચ્ચેના વેપાર વ્યવહારમાં સરળતા થશે. અને બીજું કારણ એ છે કે, તે ઉદ્યોગમાં પડેલા હિંદી લોકો પણ તેમનો ઉપયોગ કરી શકશે......

હિંદુસ્તાનના લોકો પોતાના દેશમાં હાથ વણાટથી તૈયાર થતું જે કાપડ વાપરે છે તેના કરતાં સસ્તે ભાવે વેચી શકાય

તેવું વિલાયતી કાપડ[1] ત્યાં દાખલ કરવામાં જેટલી બને તેટલી સગવડ કરી આપવામાં આવે તો તેથી, હિંદુસ્તાનને લાભ થાય એ દેખીતી વાત છે. સસ્તું વિલાયતી કાપડ મળવાથી ઘણા ગરીબ લોકોને ફાયદો થશે. અને થોડા ઘણા વણકરોની રોજી જશે તો પણ, તેથી તેમને લાંબો વખત વેઠવું નહિ પડે. કારણ કે તેઓ બીજા વધારે કમાણીવાળા ધંધાઓમાં લાગી જશે.[2]

**પરંતુ હિંદુસ્તાનમાં તે ગ્રંથની થોડીક નકલો રાખવાથી ખાસ ફાયદો એ થશે કે ત્યાંનો એજંટ, દેશના તે ભાગના લોકોને કેવી જાતના કાપડની જરૂર છે તે ઉપર ઇંગ્લેન્ડના વેપારીનું, કે કારખાનાવાળાનું ધ્યાન સહેલાઈથી ખેંચી શકશે.**

અમે આ છેલ્લો ફકરો જુદા અક્ષરમાં મૂક્યો છે. કારણ કે લેખકનો ખરો આશય તેમાં પ્રગટ થાય છે.

---

(૧) અહીં વિલાયતી કાપડના સસ્તાપણાની વાત કરી છે, પણ તે બાબતમાં ધ્યાનમાં રાખવા જેવું એ છે, કે જે ગરીબ લોકોને કપડું સસ્તું મળે તે માટે આ પરોપકારી પુરુષો આટલો પ્રયત્ન કરી રહ્યા હતા તે ગરીબ લોકો, પહેલેથી જ હંમેશાં જાડું કાપડ વાપરતા. હાથવણાટનું આ જાડું કાપડ અત્યારે પણ માંચેસ્ટરના કાપડથી સસ્તું પડે છે. કારણ કે તે વધારે પહોંચે છે. પરંતુ તે વખતે તો આપણું કાપડ કિંમતમાં પણ, વિલાયતી કાપડ કરતાં સસ્તું હતું, એ વાત મી. રોબર્ટ બ્રાઉને ઉમરાવોની કમીટી આગળ આપેલી જુબાની ઉપરથી જણાશે. જાન્યુઆરી, ૧૯૦૮, મૉડર્નરીવ્યુ. પા. ૨૮ અને ડીસેંબર ૧૯૦૭ પા. ૫૪૫.

(૨) તે જૂઠા પેગંબરના આ શબ્દો ઉપર ટીકા કરતાં શ્રી પુણતાંબેકર અને વર્દાચારી પોતાના ખાદી નિબંધમાં જણાવે છે "કાંતણ અને વણાટના ધંધાની પાયમાલીને લીધે ચોમેરથી દેશનો રંજાડ થશે એટલું પણ ન સમજી શકનાર આ અંગ્રેજ ખરેખર કોઇ કલ્પનાહીન માણસ હોવો જોઈએ." (અનુ:)

ઇંગ્લેન્ડની[1] ૧૩ નકલો નીચેનાં સ્થળોએ રાખવામાં આવી હતીઃ–બેલફાસ્ટ; બ્રેડફર્ડ; ડબ્લીન; એડીનબરો; ગ્લાસ્ગો; હૅલીફેક્સ; હડર્સફીલ્ડ; લીવરપુલ; મેકલ્સફીલ્ડ; માંચેસ્ટર; પ્રેસ્ટન; સૅલફર્ડ અને લંડનનું હિંદીસંગ્રહસ્થાન. છતાં ડૉ૦ જૉન ફૉર્બ્સ વૉટ્સનને દીલમાં એટલો ખટકો રહી ગયો કે " ઘણી અગત્યની જગાઓ બાકી રહી, પરંતુ તે બધી જગાઓ કોઇને કોઇ સ્થળની નજીકમાં જ છે. "

હિંદુસ્તાનમાં તે સાત નકલો નીચેને સ્થળોએ રાખવાની ડૉ૦ વૉટસને ભલામણ કરી હતી. કલકત્તા, મદ્રાસ, મુંબઇ, કરાંચી, સંયુકતપ્રાંતો, પંજાબ અને વરાડ.

> " છેલ્લા ત્રણ પ્રાંતોમાંથી સંયુક્ત પ્રાંતોમાં—અલ્હાબાદ મીરજાપુર અથવા આગ્રામાં રાખવામાં આવે; પંજાબમાં, અમૃતસર અથવા લાહોરમાં રાખવામાં આવે; અને વરાડમાં, ઉમરાવતી અથવા નાગપુરમાં રાખવામાં આવે. સવડ પ્રમાણે સ્થાન નક્કી કરવાનું તે તે પ્રાંતોની સરકાર ઉપર રાખી શકાય.

સંયુકતપ્રાંતોની નકલ ડૉ૦ વૉટસને સૂચવેલાં ત્રણમાંથી એક પણ સ્થળે રાખવામાં નથી આવી, પરંતુ લખનૌના પ્રાંતીય સંગ્રહસ્થાનમાં રાખી છે. અલ્હાબાદના સંગ્રહસ્થાનમાંથી તેને ૧૮૭૮ ના સપ્ટેંબરમાં ત્યાં લઇ ગયા. લખનૌમાં જરાપણ કાપડનો ઉદ્યોગ નથી તેથી તેને ત્યાં રાખવામાં આવી હશે !

ડૉ૦ વૉટસને વળી જણાવ્યું હતું—

(૧) અનુવાદમાં ઇંગ્લેન્ડ શબ્દ ગ્રેટબ્રિટન અને આયર્લૅંડ એમ આખા દેશ માટે વાપરવામાં આવ્યો છે.

" આ નકલો (ઇંગ્લેન્ડમાં) ભેટ આપવાની શરતોઃ—

(૧) તેનું હંમેશાં રક્ષણ થાય તે માટે પૂરતી કાળજી રખાવી જોઇએ (૨) ભલામણ કરેલા, અને ઉદ્યોગ ધંધાને અંગે જરૂરવાળા બધા માણસોને, તે નકલો વાપરવાની સગવડ મળવી જોઈએ.

પસંદ કરેલાં સ્થળોએ, આ નકલો, મુખ્ય વેપારસમિતિઓને રાખવા આપવી જોઇએ. જે પ્રાંતમાં તે મૂકવામાં આવી હોય, તે પ્રાંતના માણસોને એટલું જ નહિ પણ કાપડના ઉદ્યોગ ધંધા સાથે સંબંધવાળા બીજા પ્રાંતના લોકોને પણ તેનો ઉપયોગ કરવાની છૂટ હોવી જોઇએ. હિંદુસ્તાનમાં સાત નકલો મોકલવાનું થવાથી, આપણા દેશમાં આ નકલવાળાં સ્થળો ઓછાં થશે. તેથી જે પ્રાંતને આ નકલ ન મળી હોય તે પ્રાંતના એજંટો, વેપારીઓ અને કારખાનાવાળાઓને, જ્યાં આ નકલ મૂકવામાં આવી હોય તે પ્રાંતમાં, તેનો ઉપયોગ કરવાનું સહેલું કરી આપવું જોઇએ.

પસંદ કરેલાં સ્થળોના અધિકારીઓ સાથે શરત કરવામાં આવી હતી કે તેમણે નીચેના માણસો પાસેથી હુકમ લઈને આવેલા, કોઇપણ માણસને તે ગ્રંથનો ઉપયોગ કરવા દેવોઃ—

સોસાયટી ઓફ આર્ટ્સના પ્રમુખ, ઉપપ્રમુખ, કે મંત્રી પાસેથી; ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ, ઉપપ્રમુખ કે મંત્રી પાસેથી; એસોસિયેશન ઓફ ધી ચેમ્બર ઓફ કોમર્સના ચેરમેન કે મંત્રી પાસેથી; કોટન સપ્લાય એસોસિયેશનના પ્રમુખ, ઉપપ્રમુખ કે મંત્રી પાસેથી; કોટન બ્રોકર્સ એસોશીયેશનના ચેરમેન, વાઈસચેરમેન કે મંત્રી પાસેથી; લીવરપુલ ઈસ્ટઈંડિયા એન્ડ ચાઇના એસોસિયેશનના ચેરમેન, વાઈસ–

ચેરમેન કે મંત્રી પાસેથી; હાલમાં મોજુદ તેમજ ભવિષ્યમાં સ્થપાનારાં, બીજાં વેપારવૃદ્ધિ માટેનાં એસોસિયેશનોના પ્રમુખ, ઉપપ્રમુખ ચેરમેન, વાઈસ ચેરમેન કે સેક્રેટરીઓ પાસેથી, અને હિંદુસ્તાનના માલ ઉપર રીપોર્ટ કરનારા રીપોર્ટર પાસેથી.

આ પ્રમાણે ઇંગ્લૅન્ડમાં તેનો ઉપયોગ કરવાનું કોઈપણ માણસ માટે તદ્દન સહેલું હતું. પણ હિંદુસ્તાનમાં ભણેલા–ગણેલા ૧૦૦૦ માંથી ૯૯૯ ને તો તેના અસ્તિત્વની જ ખબર નથી, તો પછી વણકરો કે બીજા અજાણ કારીગરોની વાત જ શી કરવી.

હિંદુસ્તાનમાં મૂકાયેલી તે નકલોનો ઉપયોગ હિંદુસ્તાનના કોઈ એકાદ ભણેલાગણેલા માણસે પણ કર્યો છે કે નહિ તે જાણવા જેવું છે.

અંગ્રેજોમાંથી કેટલાકે, ખપ હશે ત્યારે જરૂર તેમનો ઉપયોગ કર્યાં હશે. પરંતુ અમારા માનવા પ્રમાણે હિંદુસ્તાનના એકે માણસે તેનો ઉપયોગ કર્યો નથી.

આ નકલો હિંદુસ્તાનને ખર્ચે તૈયાર કરવામાં આવી હતી, અને હાલમાં સ્વદેશીની ચળવળને કારણે આપણા દેશના કાપડના ઉદ્યોગને વેગ મળ્યો છે, એટલે, ઇંગ્લેન્ડમાં રહેલી બાકીની તેર નકલો પણ હિંદુસ્તાનમાં લાવીને વેપાર અને ઉદ્યોગનાં મુખ્ય મુખ્ય મથકોએ મૂકવી જોઇયે. સૌથી પહેલાં આ સાત નકલોને જ લોકોની જાણમાં આણવી જોઈએ, અને કાપડના ઉદ્યોગમાં પડેલા બધા હિંદીઓ તેમનો સહેલાઇથી ઉપયોગ કરી શકે તેમ થવું જોઇએ.

અઢાર ભાગ મળીને એક, એવી આ વીસ નકલો "હિંદુસ્તાનના સુતરાઉ કાપડના નમુનાઓવાળાં **વીસ સંગ્રહસ્થાનો** જેવી ગણાવી જોઇએ. તેમનાથી હિંદુસ્તાન અને ઇંગ્લેન્ડ વચ્ચેના વેપારવ્યવહારમાં ખૂબ પ્રગતિ થવાની છે." તેમનાથી, અલબત્ત, હિંદુસ્તાન કરતાં પશ્ચિમના લોકોને જ વધારે ફાયદો થવાનો હતો. ડૉ૦ વૉટ્સને પોતે કબુલ કર્યું છે:—

> "આમાં હિંદુસ્તાનના લોકોનું તેમજ આપણા દેશના લોકોનું હિત સમાયેલું છે, અને **બંનેના હિતનો ખ્યાલ કરવો જોઇએ.** પરંતુ હું અત્યારે જે કહેવાનો છું તે આપણા લોકો માટે છે.
>
> જેને આપણે હિંદુસ્તાન કહીએ છીએ, તેમાં ૨૦ કરોડ જેટલાં માણસો રહે છે. જોકે તેમાંનો મોટો ભાગ, નહિ જેવાં કપડાં જ વાપરતો હશે. તોપણ તે આખી પ્રજાને કપડાં પહેરાવવાનાં હોય તો પૃથ્વી ઉપરની સૌથી મોટી ઉદ્યોગી પ્રજા પણ ન પહોંચી વળે. એટલે આટલું તો ચોક્કસ છે કે હિંદુસ્તાન આપણું કસદાર ઘરાક નીવડે તેમ છે.
>
> જો આપણે કોઈ માણસને કે કોઇ પ્રજાને આપણું ઘરાક બનાવવા ઇચ્છતા હોઇએ, તો તેની પસંદગીની વસ્તુઓ આપણે બનાવવી જોઇએ તેમજ વેચવા મૂકવી જોઇએ. આપણે તેની ઉપર આપણી પસંદગીની ચીજો લાદવા પ્રયત્ન નથી કરતા, પરંતુ ઘરાકને પોતાને ગમે તેવી, અથવા જોઈતી વસ્તુઓ આપણે બનાવીએ છીએ. સામાન્ય રીતે આપણા લોકો આ નિયમને અનુસરે છે. પણ હિંદુસ્તાનની બાબતમાં તેઓ તેમ કરવામાં નિષ્ફળ નીવડયા છે, અથવા

તેમણે એટલી થોડી સફળતા મેળવી છે કે હિંદુસ્તાનના લોકોની ટેવો કે શોખ તેઓ સમજી જ શકતા નથી એમ કહેવું જોઇએ.

આપણા કારખાનાવાળાઓ સમજી ન શકે તેવી વસ્તુઓ બહુ થોડી છે, તો પણ એટલું તો કબુલ કરવું જ જોઇએ કે આ બાબતમાં થોડીક કેળવણીની જરૂર છે. તેના વિના હિંદી શણગાર અને આકૃતિની કેટલીક વિશિષ્ટતાઓની કિંમત બરાબર ધ્યાનમાં નહિ આવે. તેને માટે તેવી જાતની કેળવણીનાં સાધનો સહેલાઈથી મળવાં જોઇએ. પણ અત્યાર સુધી તેમ બન્યું નથી. તેથી હિંદીઓને કયી વસ્તુઓ પસંદ પડશે તેની આપણાં કારખાનાંવાળાઓને ચોક્કસ માહિતી જ ન હતી. તેવી કેળવણીનાં સાધનો પૂરાં પાડવામાં આવે તો પણ હિંદુસ્તાનના લોકોની ટેવો અને શોખ પ્રમાણે માલ પૂરો પાડવાની આવડત મેળવવા માટે અભ્યાસ અને ખૂબ વિચારની જરૂર તો ઉભી રહેશે જ. પરંતુ ત્યાં કેવી વસ્તુઓની જરૂર છે તેની પૂરેપૂરી અને સાચી માહિતી મેળવવાની આપણા કારખાનાંવાળાઓને એક પણ **તૈયાર તક** અત્યાર સુધી મળી ન હતી.

અમે માનીએ છીએ કે સ્થાનિક સંગ્રહસ્થાન જેવાં આ પુસ્તકોથી તે તક સારી રીતે મળી રહેશે.

આ સાતસો નમુનાઓ ઉપરથી માલમ પડશે કે હિંદુસ્તાનના લોકોને, કેવી જાતનું કાપડ પસંદ આવે છે તથા અનુકૂળ પડે છે. એટલે જો તમારે તે માલ ઈંગ્લેન્ડથી પૂરો પાડવો હોય તો તમને તેમનું **અનુકરણ કરતાં આવડવું જોઇએ. ત્યાંના લોકોને શું જોઇએ છીએ, અને તેને માટે કેવી જાતનો માલ તૈયાર કરવાનો** છે, તે બધું સંગ્રહસ્થાન જેવાં આ પુસ્તકોમાંથી જોઇ શકાશે.

આ પ્રમાણે હિંદુસ્તાનના લોકો ઉપર ઉપકાર કરવાને અર્થે જ અહીંના કાપડના નમુનાઓ ઇંગ્લૅન્ડના કારખાનાંવાળાઓને મેળવી આપવામાં આવ્યા હતા.

પરંતુ ૧૮૬૬ સુધી હિદુંસ્તાનનો વણાટનો ઉદ્યોગ તદ્દન બંધ પડયો નહતો. કારણ કે ડો૦ વાટ્સને જ લખ્યું છે:—

આપણા કારખાનાંવાળાઓએ હિંદુસ્તાનના ઉપલા વર્ગના થોડા લોકોનો ખ્યાલ કરવાનો નથી. તેમણે તો નીચલા વર્ગના કરોડોને પોતાના ઘરાકો બનાવવાના છે. સાદું અને સસ્તું સુતરાઉ કાપડ, અથવા ઊનવાળું મિશ્ર સુતરાઉ કાપડ વેચાવાનો, ત્યાં પૂરેપૂરો સંભવ છે એટલું જ નહિ પરંતુ તે સારા પ્રમાણમાં પણ વેચાશે. પરંતુ જે લોકોને કાપડ વેચવાનું છે તેમની જરૂરિયાત અને પસંદગીનો ખ્યાલ બરાબર રાખીને તેમણે માલ તૈયાર કરવો જોઇએ.

આપણે હિદુસ્તાનમાંથી મોટા જથામાં કાચો માલ ખરીદીએ છીએ. તેની કિંમતનો થોડો ભાગ આપણે સામો માલ મોકલીને પતવીએ છીએ, અને બાકીના માટે રોકડ નાણું ભરીએ છીએ. પણ આપણે હિંદુસ્તાનમાંથી જેટલી કિંમતનું ખરીદીએ છીએ તેટલી કિંમતનું કદી હિંદુસ્તાન આપણી પાસેથી ખરીદતું નથી. તેથી બાકીની રકમ આપણે સોનાનાણું ભરીને પૂરી કરીએ છીએ. તે સોનું કદી આપણે ત્યાં પાછું ફરતું નથી. તે જેમ દરિયામાં ગયું હોય તેમ ત્યાં અલોપ થઇ જાય છે. આપણે તેની પાસેથી રૂ,-ગળી, કોફી તથા મસાલા ખરીદીએ છીએ અને કાપડ કે તેવી બીજી ચીજો તેને વેચીએ છીએ. પણ એ ભૂલવું ન જોઇએ કે એક વખત હિંદુસ્તાન જ આપણને મોટા પ્રમાણમાં કાપડ પૂરું પાડતું હતું.

સુપ્રસિદ્ધ સેનો ત્યાંથી જ અહીં આવતો હતો અને કેલીકો શબ્દ પોતે, કાલિકટ બંદરના નામ ઉપરથી આવ્યો છે. કાપડ મોકલનાર દેશ તરીકે હિંદુસ્તાન પોતાની પહેલાંની સ્થિતિ ફરી કદી પ્રાપ્ત નહિ કરી શકે......પરંતુ એટલું તો નક્કી જ કે જો હિંદુસ્તાનની મોટા ભાગની વસ્તીને સસ્તા ભાવે કાપડ મળે—ભલે પછી તે ગમે ત્યાંથી આવતું હોય—તો તેથી તેને ઘણો જ લાભ થાય. જો ત્યાંના વણકરો કરતાં ઈંગ્લેન્ડ, લુંગીઓ, ધોતિયાં, સાડીઓ અને કેલીકો સસ્તા દરે હિંદુસ્તાનને આપી શકે તો બંને દેશોને લાભ થશે...

ઈંગ્લેન્ડના સંચા અને અક્કલ આ રીતે હિંદુસ્તાનના લોકોને સસ્તું કાપડ પૂરું પાડીને તેમની સેવા કરી શકે તેમ છે. આ સંગ્રહ, હિંદુસ્તાનના લોકોને કેવું કાપડ જોઇએ છે તે ઈંગ્લેન્ડના લોકોને બતાવીને, એ ઉદ્દેશ જરૂર પાર પડશે.[1]

તેમના આ પરોપકાર અને સેવાના કૃત્ય વિષે એક ખ્રિસ્તી લેખકે લખ્યું છે—

દરેક જણ જાણે છે કે પોતાના ધંધાની કુંચીઓ કેટલી

૧ આના સંબંધમાં આમની સભા આગળ તે સભાના સભ્ય મી૦ ટાયર્નીએ ૧૮૧૩ જેટલા જૂના સમયમાં જે કહ્યું હતું તે વાંચકોને યાદ કરાવવું જરૂરી છે: "તેઓ એવો નિયમ જ કરી દેવા માગતા હતા કે ઈંગ્લેન્ડે પોતાનો બધો માલ હિંદુસ્તાન ઉપર લાદવો અને બદલામાં હિંદુસ્તાનની એક પણ વસ્તુ ન લેવી. રૂ તો ત્યાંથી ખરીદવાનું હતું, પરંતુ સંચાથી તેઓ હિંદુસ્તાનના લોકો કરતાં સસ્તું વણી શકે છે એમ માલમ પડવાથી તેઓ કહેવા લાગ્યા: "વણવાનું કામ તમે શા માટે કરો છો? અમને રૂ આપો એટલે અમે તમને વણી આપીશું." વેપારીઓ અને કારખાનાવાળાઓ આમ જ બોલે પરંતુ તેની ફીલસુફી બનાવવી અને તેમ કરનારાઓને હિંદુસ્તાનના મિત્રો અને સેવા કરનારા ગણવા એ તદ્દન વધારે પડતું છે. તેમને મિત્રો કહેવાને બદલે હિંદુસ્તાનના શત્રુઓ કહો તો, બધા હિંદી ઉદ્યોગોને પાયમાલ કરવા કરતાં બીજું વધારે તેઓ શું કરી નાખવાના હતા?"

કાળજીથી સાચવવામાં આવે છે. જો તમે ડાઉલ્ટન કંપનીનું માટીકામ જોવા જાઓ તો તમને મીઠી વાતોથીજ પાછા બહાર કહાડવામાં આવશે. પણ હિંદી કારીગર પાસેથી તેની છાપવાની અને બીજી કળાઓ જુલમથી ફરજ પાડીને કઢાવવામાં આવી. તથા તેમને છપાવીને ગરીબ હિંદી પ્રજા પાસેથી દર વર્ષે બે કરોડ (પાઉંડ) ચૂસતાં માંચેસ્ટરને શીખવાડવા માટે એક કિંમતી પુસ્તક તૈયાર કરવામાં આવ્યું. તથા હિંદુસ્તાનની પ્રજાને જ ખરચે તેની નકલો ત્યાંનાં વેપારી મંડળોને મફત આપવામાં આવી. આ બધું પ્રજાકીય અર્થશાસ્ત્ર કહેવાતું હશે પણ ખરી રીતે તે કંઇક જુદું જ છે.

(મૅજર જે. બી. કીથ. "પાયોનિયર" સપ્ટે. ૭. ૧૮૯૧)

અત્યાર સુધી હિંદુસ્તાનના અર્થશાસ્ત્ર ઉપર લખનાર કોઇપણ લેખકે, હિંદુસ્તાનના કાપડનાં પ્રદર્શનોએ તેમજ તેમના નમુનાઓના કરવામાં આવેલા પ્રચારે, હિંદુસ્તાનના વણાટના ઉદ્યોગની પાયમાલી કરવામાં શો ભાગ ભજવ્યો છે, તેના વિષે જરા પણ લખ્યું નથી. કદાચ જકાતો અને રાહદારી વેરાઓ વડે તે ઉદ્યોગનો સમૂળગો નાશ ન થયો હોત. પરંતુ સરકારના અમલદારોએ હિંદુસ્તાનના કારીગરો પાસે, તેમના ધંધાની કુંચીઓ બળાત્કારે ઇંગ્લેન્ડના કારખાનાવાળાઓને અપાવી, તે ફટકો તેને જીવલેણ નીવડયો.

હિંદુસ્તાનના બધા મીલમાલીકોએ તેમજ હાથવણાટનાં કારખાનાંવાળાઓએ, (૧) હિંદુસ્તાનની સાત નકલો, હિંદી કારખાનાંવાળાઓના ઉપયોગ માટે સહેલાઈથી મળે તે માટે (૨) તેમજ ઇંગ્લેન્ડમાં રહેલી બાકીની તેર નકલો હિંદુસ્તાનને પાછી મળે તે માટે જોસભેર ચળવળ ચલાવવી જોઈએ. તેનાથી હિંદુસ્તાનની ખાસ જાતો અને રંગોનો ફરી પ્રચાર થવામાં ઘણી મદદ મળશે.

## પ્રકરણ ૭

### હિંદુસ્તાનમાં અંગ્રેજોની મુડી.

હિંદુસ્તાનમાં રહેતા યુરોપીયનોએ હમણાં ફતવો બહાર પાડયો છે કે, જ્યાં સુધી અંગ્રેજ લોકોની મુડીને જરાપણ જોખમમાં નહિ ઊતરવું પડે એવી પાકી ખાતરી ન આપવામાં આવે, ત્યાંસુધી હિંદુસ્તાનને સ્વરાજ્ય જેવું કશું પણ આપવું નહિ. એટલે કે સાદી ભાષામાં કહીએ તો, યુરોપીયન વેપારીઓ, બગીચાવાળાઓ, અને કારખાનાંવાળાઓને, હિંદુસ્તાનને ચૂસવાની જે સગવડ અત્યારસુધી મળ્યા કરી છે તે, હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં ગમે તેવા ફેરફારો કરવામાં આવે તો પણ કાયમ રહેવી જોઇએ. તેથી હવે આપણે એ તપાસવું જોઇએ કે યુરોપીયનોએ હિંદુસ્તાનમાં રોકેલી મુડી કયા અર્થમાં અંગ્રેજોની પોતાની છે, તેમજ તેનાથી બધી રીતે કે મોટે ભાગે હિંદીઓને જ ફાયદો થાય છે કે કેમ. બીજું એ પણ તપાસવું જોઇએ કે હિંદુસ્તાનને પોતાને અંગ્રેજોની મુડી રોકવાની, જરૂર હતી કે કેમ. આ પ્રકરણમાં અમે પ્રથમ બાબત ઉપર થોડુંક લખવાના છીએ.

જ્યારે ઇસ્ટઈંડિયા કંપનીએ ધીમેધીમે બંગાળા તેમજ દેશના બીજા ભાગો ઉપર હકુમત મેળવી, ત્યારે હિંદુસ્તાન ગરીબોનો દેશ નહતો. દેશમાં તે વખતે અખૂટ ધનભંડાર ભરેલો હતો. અમે આ વાત અંગ્રેજ લેખકોનાં લખાણો ઉપરથી જ સાબિત કરવાના છીએ. વૉલ્ટર હૅમીલ્ટન કે જેને અર્ધો સરકારી અમલદાર કહી શકાય, તે, ઇસ્ટઇંડિયા

ગેઝેટિયર (બીજી આવૃત્તિ લંડન, ૧૮૨૮, વૉ. ૧. પા. ૨૧૪) માં લખે છે.—

બંગાળાના છેલ્લા બે સુબાઓ, જાફરખાન ઉર્ફે મુર્શીદ કુલીખાન અને સુજાખાન, જેમણે એકપછી એક એમ ૪૦ વર્ષ રાજ્ય કર્યું હતું-તેમની કારકિર્દી દરમ્યાન દેશની સ્થિતિ ઘણી આબાદ હતી. અને જો કે, દરવર્ષે ૧ કરોડ રૂપિયા ખંડણી તરીકે દિલ્હી ભરવામાં આવતા હતા, છતાં, લોકોને કરનો બોજો જરાપણ લાગતો નહતો. અલીવર્દીખાન રાજ્ય પચાવી પડયો ત્યારપછી પણ જમીનદારો એટલા બધા માલદાર હતા કે મરાઠાઓની ધાડો હઠાવવામાં થયેલા વધારાના ખર્ચને ભરપાઇ કરવા, એકવાર તેમણે તેને ૧ કરોડ રૂપિયા અને બીજીવાર ૫૦ લાખ રૂપિયા આપ્યા હતા.

હિંદુસ્તાનની આબાદીનું કારણ એ હતું કે તેમાં કુદરતી રીતે પાકતો તેમજ કારીગરી વડે તૈયાર કરવામાં આવતો માલ ખરીદવા, આખી દુનિયામાંથી અઢળક સોનું અને રૂપું દરવર્ષે ચાલી આવતું હતું.

ઇતિહાસકાર ડો૦ રોબર્ટસન કહે છે:—

પહેલેથી જ બધા યુગો દરમ્યાન, ચારે બાજુથી સોનું અને રૂપું, મોટા નફા સાથે હિંદુસ્તાન ચઢાવવામાં આવ્યું છે. દુનિયામાં એક પણ દેશ એવો નથી કે જયાંના વતનીઓને જીવનની જરૂરિયાતો માટે કે મોજશોખની ચીજો માટે પારકા દેશ ઉપર આટલો ઓછોં આધાર રાખવો પડતો હોય. અનુકૂળ કુદરતની કૃપા તથા ફળદ્રુપ જમીન અને ઉપરાંતમાં તેમની પોતાની કારીગરી—આ ત્રણને કારણે તેઓ જે ધારે

છે તે બનાવે છે. તેથી તેમની સાથેનો વેપાર-પરાપૂર્વથી સતત ચાલ્યો આવ્યો છે, અને તેમની અદ્‌ભુત કારીગરીના બદલામાં ઉપર જણાવેલી કીમતી ધાતુઓ તેમને ત્યાં ઠાલવવામાં આવી છે.

વળી તે લખે છે:—

બધા યુગોમાં હિંદુસ્તાન સાથેનો વેપાર એક જ પ્રકારનો હતો. અત્યારે જે ચીજો તે બધી પ્રજાઓને પૂરી પાડે છે તે ખરીદવા, એ જ પ્રમાણે, સોનું અને રૂપું પણ ત્યાં સતત લઇ જવામાં આવતું હતું. પ્લીનીના સમયથી માંડીને તે અત્યાર સુધી હિંદુસ્તાનને એક એવો ઊંડો ખાડો માનવામાં અને વર્ણવવામાં આવ્યો છે, કે જેમાં બધા દેશોમાંથી સતત આવતી અને કદી પાછી ન ફરતી અઢળક સંપત્તિ હજમ થઇ જાય છે.

(પા. ૨૦૩)

એક બીજા અંગ્રેજ લેખકના લખાણમાંથી ઉતારેલા નીચેના ફકરા ઉપરથી જણાશે કે દેશની સર્વસામાન્ય આબાદીમાં બંગાળાને વધારે ભાગ મળ્યો હતો.

".....બંગાળામાં, વચ્ચે વચ્ચે વહાણ ચાલે તેવી અસંખ્ય નદીઓ આવેલી હોવાથી, મુલકી વેપાર, વણજાર કરતાં જલમાર્ગે જલદી તેમ જ થોડા ખર્ચે ચાલતો હતો. આ મોટો લાભ હોવા સાથે, આ નદીઓને કારણે થએલી જમીનની અસાધારણ ફળદ્રૂપતા, તેમ જ તેના રહેવાસીઓની ઉત્તમ કારીગરીને કારણે આખા દેશમાં, આ પ્રાંત પહેલેથી જ સૌથી વધારે આબાદ અને સમૃદ્ધ રહ્યા કર્યો છે.

(એસિયાટીક એન્યુઅલ રજીસ્ટર ૧૮૦૧ પા. ૧૬)

જ્યારે ક્લાઇવ ૧૭૫૭ માં મુર્શિદાબાદમાં દાખલ થયો ત્યારે તેણે તેનું વર્ણન નીચે પ્રમાણે કર્યું હતું:—

> આ શહેર વિશાળતા, વસ્તી અને સમૃદ્ધિમાં લંડન જેવું જ છે. માત્ર ફેર એટલો જ છે કે અહીંના કેટલાક માણસોની સંપત્તિ લંડનના લોકો કરતાં અનંતગણી વધારે છે.

ઉપરના ઉતારાઓ ઉપરથી જણાશે કે અંગ્રેજોના હાથમાં, એક પૈસાદાર દેશ આવ્યો હતો. આ પૈસાનો ઘણો ભાગ જુદીજુદી રીતે ઇંગ્લેન્ડ ગયો. તેણે તે દેશને સમૃદ્ધ બનાવ્યો, એટલું જ નહિ પણ પૈસા પેદા કરવાની તે દેશની શકિત ઘણી જ વધારી મૂકી. બંગાળા અને કર્ણાટકના ઢગલે ઢગલા ઇંગ્લેન્ડ જવાથી જ તે દેશ ઉદ્યોગોમાં પણ આટલો સર્વોપરી થઇ શકયો.

"ચડતી પડતીનો નિયમ" નામના પોતાના પુસ્તકમાં[1] બ્રુકસ આડમ્સ લખે છે—

> "હિંદુસ્તાનનો ભંડાર અહીં ઠલવાવા માંડતાં જ દેશ પાસે રોકડનાણું સારા પ્રમાણમાં વધી ગયું. આમ થવાથી દેશમાં શક્તિનો સંગ્રહ વધ્યો એટલું જ નહિ પણ તે શક્તિને ગમે ત્યાં ફેરવવાનું અને તેની ગતિને જોઇએ તેટલો વેગ આપવાનું શકય બન્યું. પ્લાસીના યુદ્ધ પછી તરત જ બંગાળાની લૂંટ લંડનમાં આવવા લાગી અને તેની અસર એકદમ થઈ એમ દેખી શકાય છે. કારણ કે બધા જ પ્રમાણભૂત લેખકો કબુલ કરે છે કે ૧૯ મી સદીને આગલા જમાનાથી જુદી પાડનાર "યાંત્રિકયુગ" ૧૭૬૦ ની સાલથી શરૂ થયો હતો. બેઇન્સના કહેવા પ્રમાણે ઇ. સ. ૧૭૬૦ પહેલાં લેંકેશાયરમાં કાંતવા માટે વપરાતું યંત્ર, લગભગ હિંદુસ્તાનના જેવું જ સાદું હતું. અને ૧૭૫૦ ની સાલમાં ઇંગ્લેંડનો લોખંડનો ઉદ્યોગ, બળતણ માટે જંગલો કપાઈ જવાથી પૂરેપૂરી પડતી દશામાં આવી ગયો હતો, તે વખતે ઇંગ્લેન્ડમાં વપરાતા લોઢાનો ⅘ જેટલો ભાગ સ્વીડનથી આવતો હતો.

---

૧ સોનેન્સ્ચીન–લંડન.

પ્લાસીનું યુદ્ધ ૧૭૫૭ માં લડાયું, અને ત્યારબાદ જે ફેરફારો ઝપાટાબંધ થવા લાગ્યા તેમની ગતિની તુલના કશાથી પણ થઇ શકે નહિ. ૧૭૬૦ માં ફ્ટકા શાળે દેખા દીધી, અને લોઢું ઓગાળવાની ભઠ્ઠીઓમાં લાકડાની જગાએ કોલસા આવ્યા. ૧૭૬૪ માં હારગ્રીવ્ઝે સ્પીનીંગ જેની* શોધી કહાડી, સને ૧૭૭૬ માં ક્રોમ્પ્ટને મ્યુલ× બનાવ્યું. તથા ૧૭૮૫ માં કાર્ટ રાઇટે વરાળથી ચાલતી સાળનો પેટંટ લીધો. પણ આ બધામાં મુખ્ય એવી શોધ, વૉટે, ૧૭૬૮ માં વરાળથી ચાલતું એન્જીન પૂરું કરીને કરી. શક્તિ એક ઠેકાણે એકઠી કરવાનાં બધાં સાધનોમાં તે સૌથી સંપૂર્ણ હતી. પરંતુ ધ્યાનમાં રાખવાનું એ છે કે આ બધાં યંત્રો જો કે તે વખતે શરૂ થયેલા ફેરફારોને પ્રગટ થવા માટે દ્વાર રૂપ થયાં હતાં પણ તે ફેરફારો કંઈ તેમનાથી થયા ન હતા."

આવી બધી શોધો સ્વભાવે નિષ્ક્રિય હોય છે. કેટલીયે અગત્યની શોધો સૈકાઓથી થઇ ગયેલી હોય છે પણ તેમને ગતિ આપનાર શક્તિ એકત્રિત થવાની રાહ જોઈને અક્રિય પડી રહેલી હોય છે. તે શક્તિ હંમેશાં નાણાં રૂપે એકઠી થવી જોઇએ, અને તે નાણાં પણ એક જગાએ પડી રહેલાં નહિ પરંતુ બહાર ફરતાં હોવાં જોઇએ. હિંદુસ્તાનનો ભંડાર અહીં ઠલવાયો અને તેને કારણે જે સાખ વધી તેની પહેલાં, દેશમાં આ શોધોને જરૂરી એવો શક્તિસંચય હતો જ નહિ. જો વૉટ ૫૦ વર્ષ પહેલાં જ જન્મ્યો હોત તો તે પોતે અને તેની શોધ બંને સાથે જ નાશ પામ્યાં હોત. સૃષ્ટિ શરૂ થઇ ત્યારથી આજ સુધી કોઇ પણ મુડીએ, હિદુસ્તાનની લૂંટમાંથી જેટલો નફો મળ્યો તેટલો આપ્યો નહિ હોય. કારણ કે લગભગ ૫૦ વર્ષ

* એક સાથે ઘણા તાર કાંતવાનું યંત્ર. × કાંતવાનું યંત્ર. (અનુઃ)

સુધી તે લૂંટમાં ઈંગ્લેન્ડનો કોઇ ભાગીદાર ન હતો. ૧૬૯૪ થી પ્લાસીના યુદ્ધ (૧૭૫૭) સુધી, લૂંટની ગતિ પ્રમાણમાં ધીમી હતી. પરંતુ ૧૭૬૦ અને ૧૮૧૫ ની વચમાં તો, તે, વધીને વેગી અને પ્રચંડ બની ગઇ. વ્યવસ્થિત સમાજમાં એ શક્તિનું સર્વોત્તમ વાહન શરાફી હોય છે. અને લંડનમાં તેની શરૂઆત થાય તેટલો ધન સંચય થયો કે તરત તે આશ્ચર્યકારક રીતે વધી ગઇ. બેંક ઓફ ઇંગ્લેન્ડ, કે જે ૨૦ પાઉંડથી ઓછી નોટ કાઢી શકતી ન હતી તે, બંગાળાનું સોનું રૂપું આવતાં વેંત જ ૧૦ અને ૧૫ પાઉંડની નોટો સહેલાઇથી કાઢવા માંડી તથા બીજી ખાનગી પેઢીઓ પણ થોકડા બંધ કાગળિયાં બહાર પાડવા માંડી. ( પાન. ૨૬૩–૨૬૪ )

આ રીતે ઈંગ્લેન્ડની ઔદ્યોગિક શ્રેષ્ઠતાનું, અને તે કારણે મોટેભાગે તેની મુડીનું મૂળ કારણ, હિંદુસ્તાન સાથેના તેના સંબંધમાં જ શોધવું જોઇએ. એવો અંદાજ કરવામાં આવ્યો છે કે પ્લાસી (૧૭૫૭) અને વૉટર્લુ (૧૮૧૫), એ બે યુદ્ધોની વચમાં પંદર અબજ રૂપિયા હિંદુસ્તાનથી ઇંગ્લેન્ડ ગયા છે.

તેથી, જ્યોર્જ બર્ડવુડે જે શબ્દો વાપર્યા હતા તે સાચેસાચી વાત જણાવતા હતા તેમ કહેવાની અમને જરૂર પડે છે—

> હિંદુસ્તાને આપણા માટે બધું જ કર્યું છે. બધું જ એટલે કે, જાપાન જેટલા ટચુકડા અને પૃથ્વીના ગોળા ઉપર કંઈ હિસાબ વિનાના આપણા ટાપુઓને, દુનિયામાં કોઈ દિવસ જોવામાં ન આવેલું એવું મહાન સામ્રાજ્ય બનાવવા જેટલું. તેને માટે આપણે હિંદુસ્તાનના કાયમના આભારી છીએ.

હવે આપણે ઇસ્ટઇંડિયા કંપનીના સમયની કેટલીક

બાબતો ઉપર નજર ફેંકીએ અને જોઇએ કે તે વખતે હિંદુસ્તાનમાં રોકવામાં આવેલી "અંગ્રેજી" મુડી કેવા પ્રકારની હતી. ૧૮૩૨ ની ૩૦ મી માર્ચે, પાર્લામેંટની કમીટી આગળ જુબાની આપતી વખતે મી० ડેવીડ હીલને પૂછવામાં આવ્યું હતું:—

"૩૭૭. આ ગળીવાળા (અંગ્રેજ) લોકોએ રોકેલી મુડી ક્યાંથી આવી છે ?

તેણે જવાબ આપ્યો:—

તે હિંદુસ્તાનમાંથી જ એકઠી કરવામાં આવી છે.

મી० ડેવીડહીલ ઉપરાંત બ જા ઘણા સાક્ષીઓએ પણ જણાવ્યું હતું કે ઇંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં બોલકુલ નહિ જેવી જ મુડી આણવામાં આવી છે, અને લાવવામાં આવશે પણ નહિ. મી. ડબલ્યુ. બી. બેઈલીએ ૧૮૩૨ ની ૧૬ મી એપ્રીલે પાર્લામેંટની કમીટી આગળ જુબાની આપતાં ૯૧૯ મા સવાલના જવાબમાં જણાવ્યું હતું:—

તમે એમ પૂછ્યું કે ઈંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં મુડી લઇ જવામાં નહિ આવે, એવું હું શા ઉપરથી કહું છું. તેનું કારણ એક જ છે કે અત્યાર સુધી કદી મુડી હિંદુસ્તાનમાં લઈ જવામાં આવી નથી. અત્યારે છે તે કરતાં વ્યાજનો દર ઘણો વધારે હતો ત્યારે પણ, જરાય મુડી અહીંથી ત્યાં ગઇ નથી.

પછી તેને પૂછવામાં આવ્યું:—

૯૨૦. સ. અંગ્રેજોને હિંદુસ્તાનમાં રહેવાની છૂટ આપવામાં આવે તો પણ હિંદુસ્તાનમાં વધારે મુડી નહિ જાય ?

જ. ઈંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં મુડી મોકલવામાં આવશે એમ હું

માનતો જ નથી. એમ બનશે કે હિંદુસ્તાનની કમાણી ઈંગ્લેન્ડ મોકલવામાં આવતી હશે તેને બદલે હિંદુસ્તાનમાં જ રોકવામાં આવશે.

કેપ્ટન ટી. મેકને પણ ૧૮૩૨ ની ૨૨ મી માર્ચે આપેલી જુબાનીમાં જણાવ્યું હતું—

"૧૪૩૫. તેવાં કામોમાં અંગ્રેજો પોતાની મુડી રોકશે?

જ. મને લાગે છે કે હિંદુસ્તાનમાં "અંગ્રેજોની" મુડી એવા શબ્દો વાપરવામાં લોકો ઘણી ભૂલ કરે છે.

૧૪૩૬. હાલમાં જ્યારે હિંદુસ્તાન સાથેનો વહેવાર કાયદાથી નિયંત્રિત થયેલો છે તે વખતે આવાં કામ કરવા અંગ્રેજ કંપનીઓ ઊભી થશે એમ તમે માનો છો?

હું માનું છું કે જે **અંગ્રેજોએ હિંદુસ્તાનમાં થાપણ ભેગી કરી** છે તેઓ, જો ઉત્તેજન મળે તો આવાં જાહેરકામો જરૂર હાથમાં લે. પરંતુ તેવાં કામમાં રોકવા ઇંગ્લેન્ડથી થાપણ ત્યાં લઇ જવામાં આવે તેવું ભાગ્યે જ બને. અને **સાચે સાચું કહું તો મુડી કદી ઈંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં લઈ જવામાં આવી નથી; તે તો ત્યાં જ ભેગી કરવામાં આવે છે અને ઈંગ્લેન્ડ મોકલવામાં આવે છે.**

તે વખતે અંગ્રેજ લોકો ઇંગ્લેન્ડમાંથી હિંદુસ્તાનમાં મુડી લાવે એ લગભગ અલૌકિક જેવું જ મનાતું હતું. અત્યારે તે વખત કરતાં પરિસ્થિતિ બદલાઇ હશે, કે નહિ પણ બદલાઇ હોય. પરંતુ ખરી વિગતો બહાર આવે તે માટે તપાસ કરવા એક પાર્લામેંટની કમીટી નીમાવી જોઇએ.

અંગ્રેજોની મુડીની હિંદુસ્તાનને જરૂર છે કે કેમ તેમજ તેથી હિંદુસ્તાનના લોકોને લાભ થયો છે કે નહિ

તે બાબતમાં મી૦ રીકાર્ડૂજે આમની સભાની કમીટી આગળ ૧૮૩૦ માં ખરું જ કહ્યું છે કે—

> હિંદુસ્તાનને પોતાનાં સાધનોનો વિકાસ કરવા માટે મુડીની જરૂર છે, પરંતુ તે ત્યાંથી જ ઊભી થયેલી હોવી જોઇએ. જો આપણે ડખલ કરતા અટકી જઈએ તો તેવી મુડી ત્યાં તરતજ ભેગી થઇ શકે તેમ છે.

હવે આપણે પૂછી શકીએ કે પાર્લામેંટરી કમીટીઓ આગળ તે સાક્ષીઓએ જુબાનીઓ આપી હતી ત્યારથી અત્યારસુધી જરા પણ અંગ્રેજી મુડી હિંદુસ્તાનમાં આવી છે? અને જો આવી હોય તો તે કેવી રીતે ઉત્પન્ન થયેલી હતી? એટલું યાદ રાખવાનું છે કે એક સૈકા અગાઉ હિંદુસ્તાનમાં અસંખ્ય ઉદ્યોગો ચાલતા હતા અને તેનો મુલકી તેમજ પરદેશો સાથેનો વેપાર બહુ મોટો હતો. પરંતુ તે વખતના અંગ્રેજોના "સુધરેલા સ્વાર્થે", હિંદી વેપાર ઉદ્યોગની શી રીતે પાયમાલી કરી તે વાત આ પુસ્તકમાં આગળ જણાવવામાં આવી છે. તેથી કરીને, લોકો પાસે પોતાની મુડી રોકવાનું એકપણ બારું ખુલ્લું રહ્યું નહિ એટલે તે પૈસા તેમણે સરકારની બેંકોમાં મૂકયા. (તે વખતે બેંકો સરકાર ચલાવતી હતી) ઑન. મી૦ ફ્રેડરીક શોરે પોતાના પુસ્તકમાં[1] લખ્યું છે—

> "આપણે હિંદુસ્તાનથી જ રૂ લાવતા હોવા છતાં તેનું કાપડ તૈયાર કરી હિંદુસ્તાનમાં જ પાછું મોકલી ત્યાંના કાપડ કરતાં પણ સસ્તું વેચીએ છીએ. એવું અદ્દભુત કામ કરવામાં અંગ્રેજ લોકોની બુદ્ધિ અને મુડીએ મેળવેલો સફળતાનાં બણગાં, આપણે વર્ષો થયાં ફૂંકયા કરીએ છીએ, પણ ઉપર

(૧) નોટ્સ ઓન ઇંડિયન ઍફેર્સ.

વર્ણવેલા અસહ્ય પદ્ધતિ આપણે હિંદુસ્તાનમાં ચલાવતા હોઈએ અને બીજી બાજુ ઇંગ્લેન્ડમાં ત્યાંના માલની બંધી કરતા હોઈએ તો પછી એમ બને એમાં આશ્ચર્ય શું છે? ઉલટું, આવુંને આવું જો થોડો વધારે વખત ચાલ્યું તો વસ્તીને ખાવા જેટલું અનાજ, તેને રાંધી ખાવા માટે બે ચાર ઠીંકરાં અને પહેરવા માટે બે ધાગા, એ સિવાય હિંદુસ્તાનમાં થોડા વર્ષ પછી બીજું કશું ઉત્પન્ન નહિ થતું હોય. **હિંદુસ્તાન ઉપર ગુજારાતો આ જુલમ દૂર કરો તો થોડા વખતમાં બધી બાજી પલટાઇ જશે.**

બીજું ત્યાંના લોકો સરકારી લોનમાં જે મોટી રકમો ધીરે છે તે જોઈને તેઓ આપણા રાજ્યમાં કેટલો બધો વિશ્વાસ રાખે છે તેની વાતો આપણે ઠંડે પેટે કરીએ છીએ. પણ તેઓ તેમના પૈસાનું બીજું શું કરે? સરકાર જાણતી નથી કે તેણે તે લોકોના વેપારઉદ્યોગો પાયમાલ કરવા માટે થાય તેટલું કર્યું છે. અને હજી પણ જો તે પોતાની રીત બદલશે નહિ તો થોડાં વર્ષમાં બધું જ પાયમાલ થઈ જશે. આજથી ૧૨ કે ૧૪ વર્ષ પહેલાં ફરૂકાબાદથી માલભરેલાં જેટલાં વહાણો બહાર જતાં હતાં તેમનો ત્રીજો ભાગ પણ હાલ જતો નથી. કશું ન મળે તેના કરતાં (સરકારી લોનના) ચાર કે પાંચ ટકા પણ સારા છે,... પણ જો સંયુક્ત પ્રાંતોની જમીનનું ગણોત ચોક્કસ પાયા ઉપર મૂકી આપવામાં આવે અને વેપાર તથા ઉદ્યોગોને ડખલ વગર ચાલવા દેવામાં આવે, તો સરકારને આટલે થોડે વ્યાજે નાણાં નહિ મળી શકે, એટલું જ નહિ પણ અત્યારની લોનોના ભાવ પણ એકદમ બેસી જશે. તેમને આપણા ઉત્તેજનની કે બીજી કશી મદદની પણ જરૂર નથી. ફક્ત તેમના ઉપરથી હાલનો, જકાત અને વેરાનો બોજો ઉઠાવી લો એટલે બસ.'

અત્યારે પણ પરિસ્થિતિ બહુ વધારે સુધરી ગઇ નથી. હિંદુસ્તાનના લોકો, મોટે ભાગે, તેમના પૈસા ૩½ ટકાને વ્યાજે સરકારની પ્રોમીસરી નોટોમાં રોકે છે. આ પ્રમાણે સરકારનાં કાગળિયાંમાં રોકેલાં, કે સરકારની પોસ્ટલ બેંકો, પ્રેસીડન્સી બેંકો, અને દેશનાં મુખ્ય શહેરોમાં આવેલી તેમની શાખાઓમાં મૂકેલાં નાણાંનું શું થાય છે, તે જાણવાની તસ્દી, કોઈપણ લેતું નથી. આ બેંકો તે નાણાં યુરોપીયન પેઢીઓને, તેમના ધંધામાંથી બેહદ નફો કરવા ધીરે છે. તેને કારણે પછીથી, હિંદુસ્તાનમાં રોકાયેલી 'અંગ્રેજોની મુડી'ની વાતો ચાલે છે.

હિંદુસ્તાનના ચલણી નાણા બાબત તથા મહેસુલ બાબત નીમાયેલા રૉયલ કમીશને કરેલી સૂચનાઓ અને ભલામણોમાં એક એ હતી કે, "ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વની[1] જે રકમ છે તે રાખવાનું યોગ્ય મથક લંડન છે." શા માટે? પૃથ્વીના ગોળા ઉપર બીજો કોઈ દેશ છે કે જે પોતાના કરોડો રૂપિયા આ પ્રમાણે પરદેશમાં રાખે? બ્રિટિશ સંસ્થાનો જ તેમની રકમ લંડનમાં રાખે છે? તો પછી હિંદુસ્તાનની રકમ લંડનમાં રાખવાનું કારણ અંગ્રેજોને અને મુડીવાળા કહેવાતા અંગ્રેજ ચૂસણિયાઓને ફાયદો કરી આપવાનું નહિ તો બીજું શું છે?

કરન્સી કમીશને પણ જણાવ્યું હતું—

---

૧ રૂપિયા પાડતાં થતો નફો – રૂપિયામાં, રૂપિયાની કિંમતની ચાંદી નથી વપરાતી તેથી. આ નફો ભવિષ્યમાં સોના નાણું શરૂ કરવા સંઘરવામાં આવ્યો હતો.

અમે સૂચવીએ છીએ કે હિંદુસ્તાનની સરકારે પોતાની નોટો માટેની થાપણમાંથી પ્રેસીડન્સી બેંકોને લોન આપવાની પદ્ધતિ પાડવી જોઇએ અને તેની શરતો પ્રેસીડન્સી બેંકો સાથે કરી લેવી જોઇએ.

આ પ્રેસીડન્સી બેંકો ઉપર આટલી બધી કૃપા કરી નાખવાનું શું કારણ છે? બધા જાણે છે કે હિંદુસ્તાનને ચૂસનારા અંગ્રેજ મુડીવાળાઓને, પ્રેસીડન્સી બેંકોમાંથી ઘણી સહેલી શરતોએ નાણાં મળી શકે છે, તેમજ આપવામાં આવે છે. આ પ્રમાણે હિંદુસ્તાનના લોકોના જ પૈસા 'અંગ્રેજોની મુડી' તરીકે ઓળખાય છે.

કમીશન એક વખત કહે છે કે, "સેક્રેટરી ઓફ સ્ટેટ પોતાના કાઉંસીલ ડ્રાફ્ટ[1], વેપારમાં સગવડ થાય તે માટે નથી વેચતો પરંતુ હિંદુસ્તાનને, માટે લંડનમાં જોઇતાં નાણાં મેળવવા માટે વેચે છે–" પરંતુ બીજા જ ફકરામાં કબુલ કરે છે કે "જ્યારે લંડનમાં હિંદુસ્તાનને કારણે નાણાંની જરૂર ન હતી તે વખતે પણ, ઇંડિયા ઓફિસે બહુ થોડે દરે કાઉંસીલ ડ્રાફ્ટ વેચી નાખ્યા છે." થોડે દરે કરેલું આ અનાવશ્યક વેચાણ, પરિણામે, અંગ્રેજોના વેપારમાં સગવડ કરી આપવા માટે જ હતું તેમ ન ઠર્યું?

ખરેખર – લોર્ડ કર્ઝને કહ્યું હતું તેમ, હિંદુસ્તાનમાં રાજકારભાર ચલાવવો અને નફો મેળવવો, એ, અંગ્રેજો માટે એક જ કામની બે બાજુઓ છે.

---

૧ દર વર્ષે હિંદુસ્તાન માટે થતા ખર્ચ પેટે તથા અંગ્રેજ અમલદારોનાં પેન્શનો ઇ. માટે જે રકમ ઈંગ્લેન્ડ મોકલવી પડે છે તેનાં બીલ. (અનુ:)

બીજી એક વાત પણ ભૂલવાની નથી, કે અત્યારે અંગ્રેજો હિંદુસ્તાનમાં જે ધંધાઓ ચલાવી રહ્યા છે તે બધામાં સરકાર તરફથી રાજ્ય મદદ આપવામાં આવી છે, અને આપવામાં આવે છે. ચાના બગીચાઓનો દાખલો લો. ચાના બગીચાવાળાઓને તેમના ધંધામાં શી રીતે મદદ આપવામાં આવી હતી તે સીલેકટ કમીટીએ મી. જે. ફ્રીમનને પૂછેલા અને તેણે આપેલા જવાબો ઉપરથી જણાઇ આવશે.

૧૯૨૨: સ. આસામ અને કુમાયુન પ્રાંતમાં, સરકારે અખતરા કરી જોવા માટે, તેમજ, તેમનું પરિણામ સંતોષકારક આવે તો વસવાટ કરવા તૈયાર થનાર અંગ્રેજોને સોંપી દેવાના ઈરાદાથી જ ચાના બગીચાઓ બનાવ્યા હતા તે તમે નથી જાણતા ?

જ. હું તે વિષે જ વાત કરું છું. ચાની ખેતી કરવાની શરૂઆત સરકારે જ કરી હતી, અને તેને ઉત્તેજન પણ આપ્યું હતું. તેમ કરવા જતાં તે ઠીક ઠીક ખર્ચમાં પણ ઉતરી હતી.

૧૯૨૭: સ. તમે જાણો છો કે સરકારે હમણાં લોઢાના ઉદ્યોગથી માહિતગાર એવા એક માણસને બીજા કેટલાક મદદનીશો સાથે કુમાયુનમાં લોઢાનો ઉદ્યોગ શરૂ કરવા મોકલ્યો છે ?

જ. મેં તે બાબત વાંચ્યું હતું. પણ અમે અમારે ખર્ચે બધું કરવા તૈયારી બતાવી હતી.

૧૮૨૮: સ. તેમજ, જો તે અખતરો સફળ નીવડે, તો તરત જ તે કારખાનું, કોઈ અંગ્રેજ હાથમાં લેવા માગે તો પોતે આપી દેવા તૈયાર છે, એમ પણ સરકારે જણાવ્યું છે ?

જ. એમ હશે ખરું.

અત્યારે પણ સરકાર, અંગ્રેજ ગળીવાળાઓ અને શેરડીનું વાવેતર કરનારાઓને મદદ કરવા માટે અખતરાઓ કરવા કેટલુંય ખર્ચ હિંદુસ્તાનને પૈસે કરે છે. બીજા પણ ઘણા દાખલાઓ આપી શકાય, પરંતુ અમે તેમ કરતા નથી.

અંગ્રેજોની માલીકીના અને અંગ્રેજોની દેખરેખ નીચે ચાલતા જુદા જુદા ધંધાઓને સીધી અથવા આડકતરી રીતે મદદ કરવામાં સરકાર કેટલો ખર્ચ કરે છે તે વિષે વડી ધારાસભાના કોઇ માનવંત સભ્ય પ્રશ્ન પૂછે તો પૂછવા જેવો છે.

હિંદુસ્તાનને પોતાના વિકાસ માટે ઇંગ્લેન્ડની મુડીની જરૂર ન હતી. અંગ્રેજોએ જે મુડી હિંદુસ્તાનમાં રોકી છે તે, હિંદુસ્તાનને તેની જરૂર છે તે માટે નથી રોકી પરંતુ હિંદુસ્તાનના લોકોને ચૂસીને તથા તેમની નિરાધાર સ્થિતિનો લાભ લઇ પોતાનાં ખિસ્સાં ભરવા માટે રોકી છે.

અમારે મતે, હિંદુસ્તાનમાં "અંગ્રેજોની" મુડી એ વાત, એક હડહડતું ગપ્પુ છે. તે વાત ખરી હોય તો પણ, તે કારણે અંગ્રેજોને, ફોગટના રાજકીય હકો ભોગવવા દેવાની કંઇજ જરૂર નથી.



# પ્રકરણ ૮

## હિંદુસ્તાનમાં કારખાનાને લગતા કાયદાઓ

અંગ્રેજ કારખાનાવાળાઓએ હિંદી ઉદ્યોગોને પાયમાલ કરવાનો નિશ્ચય કર્યો છે. પરંતુ તે વસ્તુ તેમને પરોપકારના બહાના હેઠળ કરવી છે. આનું એક ઉદાહરણ વખતોવખત કરવામાં આવેલા કારખાનાના કાયદાઓ છે. તે લોકો, હિંદુસ્તાનમાં બીનજરૂરી, તેમજ જેમના લાભ માટે કરવામાં આવે છે તેમને જરાપણ ફાયદો ન કરનારા કાયદાઓ, સરકાર પર દબાણ કરીને, કરાવવા લાગ્યા છે.

માંચેસ્ટરથી આવતા કાપડ ઉપર નામની જકાત હતી તે પણ રદ કરાવવી; હિંદી કારખાનાંવાળાઓને પોતાના દેશના ટુંકા તારના રૂ સાથે ભેળવવા લાંબા તારનું અમેરિકન રૂ જોઈએ તેના ઉપર આયાત જકાત નાખવા માટે હિંદુસ્તાનની સરકાર ઉપર દબાણ ચલાવવું; હિંદુ તેમજ મુસલમાન મજુરોને, ખ્રિસ્તી દેશોમાં પાળવામાં આવતા રવિવારો કરતાં પણ મોટી સંખ્યાના પોતપોતાના ધર્મના જ અનેક તહેવારો પાળવાના હોવા છતાં, તેમની પાસે ખ્રિસ્તીઓનો રવિવાર પરાણે પળાવવો – આ બધા હિંદુસ્તાન ઉપર કરેલા દબાણના કેટલાક નમુના છે, અને ખૂબ તો એ છે કે હજુ બીજા વધારે કાયદાઓ આવવાના છે.

ઇંગ્લેન્ડના આ પરગજુઓ-કે જેમનાં હૃદય પોતે કલ્પી લીધેલી હિંદી મજુરોની માની લીધેલી મુશ્કેલીઓ જોઈ જોઈને બીલકુલ પાણી પાણી થઇ જાય છે, તથા તે દૂર થાય તે માટે

આકાશ પાતાળ એક કરી નાખે છે, તેમણે કદી તેમની નજર, અંગ્રેજ સરકારનાં ખાતાંઓમાં તેમજ ઓફિસોમાં કામ કરતા કારકુનો અને પટાવાળાઓની સ્થિતિ ઉપર નાખી છે? તથા તેમની સ્થિતિ સુધારવા આંગળી સુદ્ધાં હલાવી છે? ન્યાયખાતામાં નીચેના હોદ્દાઓ ઉપર કામ કરનારા ગ્રેજ્યુએટો કે જે, "સ્વર્ગમાંથી ઉતરી આવેલી" ઇંડિયન સીવીલ સર્વીસના માણસો કરતાં પણ, કાયદો અને ન્યાય સારી પેઠે જાણતા હોય છે, તેમને પૂરો પગાર પણ નથી મળતો. અને તેમની પાસેથી એટલું કામ લેવામાં આવે છે કે તેમાંના કેટલાય, જુદા જુદા રોગોના અને ખાસ કરીને મધુ–પ્રમેહના ભોગ થઈ પડે છે. અને છતાં તેમની સ્થિતિની તપાસ કરવા કે સુધારવા કશું જ કરવામાં આવતું નથી. તે જ પ્રમાણે મેડીકલ, પોસ્ટલ અને તારખાતાના, નીચેના હોદ્દાના નોકરોની સ્થિતિ પણ બીજા સુધરેલા દેશોમાં હોય છે તેવી નથી. એમ કહીએ કે તેમને નીચોવીને પરસેવો કહાડવામાં આવે છે તો પણ તે વધારે સખત ભાષા નહિ કહેવાય. અને છતાં આ અંગ્રેજી પરદેશીઓ, હિંદુસ્તાનના કારખાનાના મજુરો માટે જ ઓગળી ઓગળીને પાણી થઈ જાય છે.

આસામના ચાના મજુરો માટે એવા સખત કાયદાઓ છે કે સ્વ. ક્રીસ્ટોદાસ પૉલે તેમને 'કાયદેસરની ગુલામી સ્થાપનારા' તરીકે વર્ણવ્યા હતા. તે મજુરો પાસેથી ગુલામો કરતાં પણ ખરાબ રીતે કામ લેવામાં આવે છે. પણ ચાના બગીચાઓ મોટે ભાગે અંગ્રેજોના હાથમાં છે, એટલે

ઇંગ્લેન્ડના દયાનિધિઓ તે કાયદાઓ રદ કરાવીને અથવા બદલી નંખાવીને, તે મજૂરોની સ્થિતિ સુધારવા તેમની નાનકડી આંગળી પણ હલાવતા નથી. રિવાજ મુજબ, હેન્રી કોટનને, લેફ્ટેનંટ ગવર્નરનો હોદ્દો મળવો જોઇતો હતો છતાં ન આપવામાં આવ્યો તેનું કારણ, તે, ચાના મજુરોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરતો હતો એ હતું, તે વાત હવે બધા જાણે છે.

જે દેશમાં, લાખો માણસો, પોતાને દિવસમાં એકવાર અર્ધુંપર્ધું ખાવાનું મળે તોપણ સદ્દભાગ્ય માને છે, તે દેશમાં, મીલમજુરોના કલાકો ઓછા કરાવવા, આટલી મહેનત કરવાની કાંઇ જરૂર નથી. તેમજ ભાષા ઉપર ગમે તેટલો અત્યાચાર કરીએ તોપણ તેને પરગજુપણું નહિ જ કહી શકાય.

ઇંગ્લેન્ડ હવે એક મોટો ઉદ્યોગપ્રધાન દેશ બન્યો છે. લેંકેશાયરે કાપડના ઉદ્યોગથી ઇંગ્લેન્ડની પ્રજાકીય સંપત્તિમાં ખુબ વધારો કર્યો છે. વરાળથી ચાલતી ત્રાકો અને શાળો ત્યાં દાખલ થઇ એટલે હિંદુસ્તાનની સસ્તી મજૂરી પણ તેની સાથે હરિફાઇ કરી શકી નહિ. પરંતુ હિંદુસ્તાન પણ, માંચેસ્ટર જેવાં કારખાનાં ન બાંધી શકયું હોત? નહિ જ. કારણ કે ઇંગ્લેન્ડના પરગજુઓનો "સુધરેલો સ્વાર્થ", ૧૮૫૦ સુધી તો કાંતવાના કે વણવાના સંચા હિંદુસ્તાનમાં આવવા દેતો નહતો. ૧૮૧૩ માં ઇસ્ટઇંડિઆ કંપનીની સનંદ બદલી આપી ત્યારથી માંડીને ૧૮૫૦ સુધીમાં એવા કાયદાઓ કરવામાં આવ્યા કે જેથી હિંદુસ્તાનનો કાપડનો ઉદ્યોગ સમૂળગો નાશ પામ્યો, અને લાખો વણકરો બેકાર થઇને, ભારે મહેસુલથી ચુસાઇ રહેલી ખેતી વડે જે કંઇ કંગાળ જીંદગી ગુજારી શકાય, તે પૂરી કરવા લાગ્યા.

મી૰ ટાયર્નીએ આમની સભામાં ભાષણ આપતાં કહ્યું હતું કે ઇંગ્લેન્ડના દેશીઓ હિંદુસ્તાનના લોકોને કહે છે—

"તમે વણવાનું છોડી દો, અને અમને રૂ આપો એટલે અમે તમને કાપડ વણી આપીશું"

હિંદુસ્તાને જ ઇંગ્લેન્ડને રૂ પૂરું પાડવાનું હતું એમ ધારવામાં આવતું હતું. પરંતુ અમેરિકાનાં દક્ષિણ તરફનાં સંસ્થાનોમાં મોટે ભાગે ગુલામીની પ્રથા ચાલતી હોવાથી, ત્યાંનું રૂ હિંદુસ્તાન કરતાં સસ્તે દરે મળવા લાગ્યું. એટલે અંગ્રેજ કારખાનાવાળાઓ અમેરિકાનું લાંબા તારનું રૂ જકાત વિના આણવા દેવાની બૂમો પાડવા લાગ્યા અને તે પ્રમાણે કરવામાં પણ આવ્યું. એટલે હિંદુસ્તાનના રૂ માટે પણ ઇંગ્લેન્ડનું બજાર બંધ થયું, અને એ રીતે હિંદુસ્તાનનો ખેડૂત પણ પાયમાલ થયો.

આ વખતે પ્રખ્યાત ભાષણકાર મી૰ જ્યોર્જ થોમ્સને ઇંગ્લેન્ડનાં મુખ્ય ઔદ્યોગિક સ્થળોએ, હિંદુસ્તાનની સ્થિતિ ઉપર ભાષણો આપવા માંડયાં. તેણે તે વખતે પોતાના શ્રોતાઓ ઉપર, ગુલામોની મજૂરીથી થતા અમેરિકન રૂને છોડી, હિંદુસ્તાનનું રૂ ખરીદવા ખૂબ આગ્રહપૂર્વક ભલામણ કરી. પરંતુ ઇંગ્લેન્ડના વેપારીઓને નફાની જ પડી હતી. એટલે તેમને, બીજી કશી લાગણી રાખવી પરવડે તેમ નહતું.

જે વખતે ૧૮૬૩માં અમેરિકામાં માંહોમાંહે લડાઈ ફાટી નીકળી ત્યારે ઇંગ્લેન્ડને હિંદુસ્તાનના રૂ તરફ નજર કરવી પડી. પરંતુ તે લડાઇ પૂરી થતાં, ફરીથી અમેરિકાનું રૂ ખરીદવા માંડયું.

હિંદુસ્તાનના ઉદ્યોગો નાશ પામ્યા એટલે હવે તેના લાખો અને કરોડો લોકોને, ખેતીની જે કંઈ પેદાશ હોય તેના ઉપર આધાર રાખતા થઈ જવું પડ્યું છે.

હિંદુસ્તાનમાં વારંવાર આવતા, અને હજારો કુટુંબોનો ઘાણ કહાડી નાખી, દેશમાં ચારે બાજુ ભૂખમરો અને પાયમાલી ફેલાવતા દુકાળોનું મુખ્ય કારણ તે જ છે.

---

## પ્રકરણ ૯

### હિંદુસ્તાનને સ્વતંત્રતા કેમ આપવામાં નથી આવતી ?

ઇંગ્લેન્ડને મન, હિંદુસ્તાન પોતાની દૂઝણી ગાય છે. તેથી કરીને, હિંદુસ્તાનને પૂર્ણ સ્વરાજ્ય આપવામાં આવે કે સાંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવે તો પણ,ઇંગ્લેંડને માટે તો બંને સરખાં જ છે. બેય રીતે હિંદુસ્તાન તો હિંદીઓનું જ બને. પણ પછી ઇંગ્લેન્ડના "છોકરા"ઓનું શું થાય ? અમે, રોબર્ટ નાઈટે લંડન 'સ્ટેટ્સમેન'માં લખેલા લેખમાંથી લીધેલા નીચેના ઉતારા ઉપર, બધા હિંદીઓનું ધ્યાન ખેંચીએ છીએ:—

> આપણા હિંદુસ્તાનના સામ્રાજ્યથી માત્ર વેપારીઓને જ લાભ નથી થતો. તેનાથી ઇંગ્લેન્ડના અમીરથી માંડીને ખેડૂત સુધીના વર્ગોને ફાયદો થાય છે. ઇંગ્લેન્ડના અમીરોને વાઈસરોય કે ગવર્નરો થવાની ઉમેદ હોય છે.આખા સામ્રાજ્યમાં, એ જગાઓ રાજા તરફથી મળતી પદવીઓમાં ઊંચામાં ઊંચી છે. ત્યાર બાદ આખા ફ્રાન્સ જેટલા વિસ્તારના અને વસ્તીવાળા પ્રદેશોની લેફ્ટેનંટ ગવર્નરની જગાઓ છે, તેમજ તેટલી જ અગત્યવાળા પ્રાંતોમાં અર્ધો

ડઝન કમિશ્નરની જગાઓ છે. ત્યાર બાદ કાઉંસીલરો, એલચીઓ, કલેકટરો, મેજીસ્ટ્રેટો અને ન્યાયાધીશોની, બાદશાહી પગારોવાળી જગાઓના તો ઢગલે ઢગલા છે, સાથે જ તેમના હાથ નીચે બીજી હજારો દીવાની જગાઓ રહેલી છે.

હવે હિંદુસ્તાનમાં બીજા ધંધાદારીઓને કેટલો ગુજારો મળે છે તે જોઇએ. હજારો અંગ્રેજી વકીલોને તે દેશમાં મોટામાં મોટા જજોની પદવી ઉપર તમે જોશો–તેમના હાથ નીચે અર્ધા યુરોપખંડ જેટલા પ્રદેશોનો વ્યવહાર હોય છે. બીજા કેટલાય અંગ્રેજ વકીલોને તમે એડમીનીસ્ટ્રેટર–જનરલ એડવોકેટ–જનરલ, માસ્ટર ઈન–ઇકવીટી, લીગલ રીમેમ્બ્રન્સર્સ, સ્મોલકોઝ કોર્ટોના જજો અને દરેક ઇલાકાની હાઇકોર્ટોમાં અંગ્રેજી કાયદા પ્રમાણે વકીલાત કરનારા બારીસ્ટરો તરીકે કામ કરતા જોશો.

તે જ પ્રમાણે દાક્તરી ધંધામાં પણ માની લેવું. હજારથી બારસો દાક્તરો અને સર્જનો ત્યાં પોતાનો ધીકતો ધંધો ચલાવે છે. તે ઉપરાંત દેવળો, મીશનરી સંસ્થાઓમાં અને કૉલેજોમાં હજારો ભણેલા લોકોને જગાઓ મળે છે, તેમજ તેમનાં કુટુંબોને ભણાવવાની સગવડ થાય છે.

એ જ વાત, જે લોકો હિંદુસ્તાનના લશ્કરમાં ઑફિસરો તરીકે જોડાયા છે તેમની પણ છે–તે જ વાત ત્યાંના કેળવણી-ખાતાની છે. હિંદુસ્તાનમાં અહીંથી કેટલાય એંજીનિયરો અને રેલ્વેકામદારોને રોજગાર મળે છે. તે ખાતામાં, હલકામાં હલકા મજૂરથી માંડીને મોટામાં મોટા ઉપરી અમલદાર સુધીની જગાઓ આપણે માટે ખુલ્લી છે.

ઈંગ્લેન્ડને આટલો આર્થિક લાભ થતો હોય પછી તેને હિંદુસ્તાનને થોડી ઘણી સ્વતંત્રતા આપવાની કેમ કરીને

પરવડે ? "કાશ્મીર વેચાયું: હિંદુસ્તાન વેચાય છે" એ ચોપાનિયાના અંગ્રેજ લેખકે લખ્યું છે:—

> તમને ખબર નથી કે હિંદુસ્તાન આપણા હાથમાંથી જાય તો આપણો આખો વેપાર ભાગી પડે. તમે સહેજ વિચાર કરશો તો તે વાત તમને સમજાઈ જશે. જો હિંદુસ્તાન સ્વતંત્ર થયું, તો તે દેશનાં બધાં બજાર, મધ્ય એશિયાનાં બજારોની પેઠે આપણે માટે બંધ થશે. એટલું જ નહિ પણ, **હિંદુસ્તાન પાસે કાચો માલ એટલો બધો છે, તેમજ તેની પાસે પ્રાચીનકાળથી વંશપરંપરા ઉતરી આવેલા એટલા બધા કુશળ કારીગરો છે કે, રાજ્ય તરફથી થોડું રક્ષણ મળતાં જ, તે એક મોટો ઉદ્યોગ પ્રધાન દેશ થઇ જશે. અને પોતાની સસ્તી મજૂરી અને કાચા માલને બળે આપણને આખા એશિયાનાં બજારોમાંથી હાંકી કહાડશે.**

( ડબલ્યુ–સેજનીક, મેજર. આર. ઈ. ૧૮૮૬. પા. ૪ )

માર્કિવસ ઓફ ડફ્રીને ઈંગ્લેન્ડમાં પોતાના એક ભાષણમાં કહ્યું હતું:—

> ખરેખર જો આપણા હિંદી સામ્રાજ્યમાં કંઇક ગરબડ થઇ, તેમજ આપણી તે દેશની રાજસત્તામાં થોડો ઘણો પણ ફેરફાર થયો, તો **યાદ રાખજો કે ઈંગ્લેન્ડમાં એક પણ ઝુંપડું એવું નહિ રહે કે જેને એ ભયંકર આફતનું કપરું પરિણામ સોસવું નહિ પડે.** ( તાળિયો ):

( લૉર્ડ ડફ્રીનનાં ભાષણો.
પ્રકાશક–જૉન મુરે–પા. ૨૮૪ )

હિંદુસ્તાનને સ્વરાજ જેવું કંઈક મળે તો ઈંગ્લેન્ડની તેના ઉપરની રાજસત્તામાં ફેરફાર થયા વિના રહે ? જ્યારથી સ્વદેશી અને બહિષ્કારની ચળવળ શરૂ થઈ છે ત્યારથી ઈંગ્લેન્ડમાં તે ભયંકર આફતનાં કપરાં પરિણામ દેખાવા લાગ્યાં છે.

પાર્લામેંટના એક માનવંત સભ્યે અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટને પ્રશ્ન પૂછયો હતો કે "બંગાળાના કેટલાક આગેવાનોને દેશપાર કરવામાં આવ્યા છે તેનું કારણ, તેઓ સ્વદેશીની ચળવળમાં ભાગ લેતા હતા તે જ હતું ને?"

અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટ તેનો નકારમાં જવાબ આપી શકયો નહિ. આ પ્રશ્નથી એ વસ્તુ સ્પષ્ટ દેખાઈ નથી આવતી?

હિંદુસ્તાનને કોઇ પણ રીતનું સ્વરાજ્ય આપવામાં આવે તો, ખાસ જકાતો અને બહિષ્કારથી જરૂર સ્વદેશી મીલોને ઉત્તેજન મળવાનું. પરંતુ તેથી પેલા "દુકાનદાર લોકો"નાં ખીસ્સાંની શી વલે થાય? એક અંગ્રેજ લેખકે લખ્યું છે:—

> ચીન દેશનું સૈન્યબળ વધતું જાય છે તેથી બહુ બીવાની જરૂર નથી, ખરી બીક તો તે ઔદ્યોગિક વિકાસ કરી બેસે તેમાં છે.
>
> (પીયર્સન–નેશનલ લાઇફ એન્ડ કેરેકટર. પા. ૧૪૧)

આ સંજોગોમાં હિંદુસ્તાનના લોકોને ખરા સ્વરાજ્યનો એક ટુકડો પણ ફેંકવામાં ન આવે તેમાં નવાઇ શું છે?

## પ્રકરણ ૧૦

### ઇંગ્લેન્ડ હિંદુસ્તાન તરફ કયી નજરે જુએ છે.

છેલ્લા મહાયુદ્ધ પછી ઈંગ્લેન્ડે 'શાહી પસંદગી'[૧] નો સિદ્ધાંત સ્વીકાર્યો છે. એટલે હિંદુસ્તાનના ઉદ્યોગોની દશા,

---

૧ સામ્રાજ્યમાં આવેલા દેશોના વેપાર ઉદ્યોગને સંરક્ષણ મળે તે માટે (અરસપરસ) આવતા જતા માલ ઉપરથી જકાત ઇ. બોજો દૂર કરવો અથવા તેને ખાસ છૂટો આપવી.

હવે પહેલાં કરતાં પણ બગડવા બેઠી છે. મી૦ ઇકબાલ બહાદુર સકસેનાએ ૧૯૧૮ ના ડીસેંબરમાં 'ધી વેલ્થ ઓફ ઇંડિયા' માં લખ્યું છે:—

ઇંગ્લેન્ડે વેપાર અને ઉદ્યોગની બાબતમાં શાહી પસંદગીનો સિદ્ધાંત સ્વીકાર્યો છે. એનો અર્થ એ થયો કે તેને હવે માલમ પડયું છે કે–કૉબ્ડનના અનિયંત્રિત વેપારના સિદ્ધાંતને હવે તે લાંબો વખત અનુસરી શકે તેમ નથી; જો તેને પોતાનું ઉદ્યોગની બાબતમાં સર્વોપરિપણું જાળવી રાખવું હોય તો તેણે તે સિદ્ધાંતને વળગી રહ્યે નહિ ચાલે; યુદ્ધ પછી તેના ઉદ્યોગો શત્રુના હાથમાં ન જઇ પડે તે માટે તેણે પોતાના ઉદ્યોગોને કોઇ પણ જાતનું સંરક્ષણ આપવું જ જોઇએ; અને તે માટે સામ્રાજ્યની પેદાશ, સામ્રાજ્યના દેશમાં જ વપરાય એ પણ અત્યંત આવશ્યક છે.

ઉપરાંતમાં તેનો અર્થ એ થયો કે અત્યાર સુધી હિંદુસ્તાન પોતાના ઉદ્યોગોના વિકાસ માટે–અરે તેના ભાગી પડતા ઉદ્યોગો ટકાવી રાખવા માટે, રક્ષણની જે બૂમો પાડી રહ્યું હતું તે યોગ્ય હતી. જો તેના ઉદ્યોગોનો વિકાસ કરવો હશે તો અત્યારે ચાલતા અને ભવિષ્યમાં ઉભા થનારા ઉદ્યોગોને કોઇ પણ પ્રકારનું સંરક્ષણ જરૂર આપવું પડશે. જ્યારે મોટી મુડીવાળા, આટલી કેળવણી અને તાલીમ પામેલા મજૂરોવાળા –અને આટલા કાબેલ અને અનુભવી લોકોની વ્યવસ્થા હેઠળ ચાલતા ઉદ્યોગોવાળા ઇંગ્લેન્ડને, પોતાના ઉદ્યોગોને બીજી બલાઓથી બચાવવા માટે સંરક્ષણની કોઇક પદ્ધતિ સ્વીકારવાની જરૂર પડે છે તો હિંદુસ્તાનના ઉદ્યોગોને તો કેટલા પૂરેપૂરા સંરક્ષણની જરૂર હોવી જોઈએ.

હિન્દી ઉદ્યોગોને આ રીતે પડી ભાગતા અટકાવવા તેમને,

તાતાકંપનીના ઉદ્યોગને જે રીતની રાજ્ય-મદદ મળે છે તેવી રીતની ખાસ મદદ, તેમજ બીજા પરદેશીઓની અસમાન, અન્યાયી અને વિનાશક હરિફાઈથી પૂરતું સંરક્ષણ મળવું જોઇએ. ઇંગ્લેન્ડની સરકારે, શાહી પસંદગીની જે નીતિ સ્વીકારી છે તેનો હેતુ,પોતાને જોઇતો કાચો માલ પૂરતા પ્રમાણમાં સસ્તા દરે હંમેશ પોતાને મળ્યા કરે, તેમજ પોતાના પરદેશી હરિફોના હાથમાં ન જાય, તેની વ્યવસ્થા કરવાનો છે. હિંદુસ્તાનમાં દરેક પ્રકારનો કાચો માલ મોટા પ્રમાણમાં પાકે છે. ઇંગ્લેન્ડ કે જે આખા સામ્રાજ્યનું કેંદ્ર છે તેનો હિંદુસ્તાન સાથેનો વેપાર, તેને પોતાને જરૂર હોય તેટલો ખુલ્લો રહેવાનો જ. એટલે આપણે એમ માની લેવું જ જોઇએ કે હિંદુસ્તાનથી ઇંગ્લેન્ડ જતા કાચા માલ ઉપર કશી જકાત રાખવામાં નહિ આવે. એટલે ઇંગ્લેન્ડના ઉદ્યોગોને તેમજ તે બાબતમાં તેના સર્વોપરિપણાને કાંઈ આંચ નહિ આવે, તેમજ તેને જોઇતો કાચો માલ, તેને જોઈતા પ્રમાણમાં અને સસ્તે દરે હંમેશ મળ્યા કરશે. તેથી ફરીને તેનો પાકો માલ પણ હિંદુસ્તાન જેવા સૌથી મોટા બજારમાં, સૌથી સસ્તો વેચી શકાશે, કારણ કે બીજા દેશના હરિફોને તો હિંદુસ્તાનથી આવતા કાચા માલ ઉપર તેમજ હિંદુસ્તાન મોકલેલા પાકા માલ ઉપર પણ, એમ બેવડી જકાત ભરવી પડશે. આમ થવાથી તેમને હિંદુસ્તાનથી આવતો કાચો માલ પણ મોંઘો મળશે તેમજ તેમને ત્યાંથી હિંદુસ્તાન જતો પાકો માલ પણ જો ઇંગ્લેન્ડના માલ કરતાં સસ્તો પડતો હશે તેના ઉપર તો જકાત નખાવાથી મોંઘો થશે.

આમ હિંદુસ્તાનને સામ્રાજ્ય બહારના બીજા દેશોની હરિફાઇમાંથી રક્ષણ મળશે. પણ તેને ખાસ જરૂર તો ઇંગ્લેન્ડની હરિફાઈમાંથી જ રક્ષણ મેળવવાની છે. પરંતુ તે તેને મળવાની નથી. લડાઇ પહેલાં હિંદુસ્તાન પોતાની કુલ નિકાસના ૪૦

ટકા ઇંગ્લેન્ડ મોકલતો, અને કુલ આયાતના ૬૦ ટકા ઇંગ્લેન્ડથી લેતો. એટલે કે, પોતાની નિકાસના ૬૦ ટકા, સામ્રાજ્યની બહારના દેશોમાં મોકલતો, અને આયાતના ૪૦ ટકા, તેમની પાસેથી લેતો. પણ હવે ઉપર જણાવેલો ફેરફાર થવાથી તેની આયાત નિકાસનો મોટો ભાગ, સામ્રાજ્યનો જે દેશ તેનો લાભ વધારે લઇ શકશે તેના હાથમાં જશે—અને તેવો દેશ ઇંગ્લેન્ડ છે. એટલે કે હાલમાં તેમજ નજીકના ભવિષ્યમાં પણ હિંદુસ્તાનની ઔદ્યોગિક સ્થિતિ સુધરે તેમ લાગતું નથી.

આપણે જોયું કે હિંદુસ્તાનની ઔદ્યોગિક સ્થિતિ સુધરવાની આશા હવે બહુ ઓછી છે. ઉદ્યોગની બાબતમાં ઇંગ્લેન્ડ સર્વોપરિ રહે તે માટે હિંદુસ્તાનને કેટલોક ભોગ આપવો જ પડશે. સામ્રાજ્યને જો દૃઢ રાખવું હોય તો તેના હૃદયને બરાબર સાચવવું જોઇયે. આપણે કહી શકીએ કે જો ઇંગ્લેન્ડ સામ્રાજ્યના હૃદયને સ્થાને હોય તો તેણે હિંદુસ્તાન તેમજ સામ્રાજ્યના બીજા દેશો પ્રત્યે હૃદયનો ધર્મ બજાવવો જોઇયે. તેનો અર્થ એ થાય કે હિંદુસ્તાનને ઔદ્યોગિક પ્રગતિની ખાસ જરૂર હોવાથી, હૃદયનું શુદ્ધ લોહી બેદરકારીથી ક્ષીણ થઈ ગયેલા આ ભાગમાં, વધારે ને વધારે પ્રમાણમાં જવું જોઇએ, જેથી તે ફરી જીવતો થાય અને પોતાની ક્રિયાઓ બરાબર કરી શકે. તથા જ્યારે હૃદયને પોતાને મદદની જરૂર પડે ત્યારે પોતાનાથી થાય તેટલી મદદ કરે. સીધી ભાષામાં કહીએ તો મુડી, સંચા તથા કારીગરો, ઇંગ્લેન્ડથી હિંદુસ્તાનમાં આવવા જોઇએ, અને હિંદુસ્તાનને ફરી જીવતું કરવાના હેતુ સિવાય બીજા કોઈ પણ ઇરાદા વિના હિંદુસ્તાનના હિત માટે પ્રયત્ન કરવા લાગી જવા જોઇએ.

બર્ટ્રેન્ડ રસેલ પોતાના પ્રસિદ્ધ[1] પુસ્તકમાં લખે છેઃ—

---

૧ સોશિયલ રીકન્સ્ટ્રક્શન. પા. ૧૨૦

મધ્ય આફ્રિકાના લોકો કાચાં ફળ ખાઇને જીવતા હોવાથી તથા વસ્ત્રો બીલકુલ વાપરતા ન હોવાથી માંચેસ્ટરને કશું પણ પરખાવતા નહિ. તેમની ઉપર હવે ઝુંપડા–વેરો નાખવામાં આવ્યો છે. જેથી તે વેરો ભરવા તેમને યુરોપીયન મુડીવાળાઓની મજૂરી કરવી જ પડે.

ઉપલો ફકરો, લંડનના **મોર્નિંગ પોસ્ટે** થોડા સમય ઉપર કરેલા નીચેના લખાણ સાથે વાંચવો જોઇએ:—

હિંદુસ્તાન સાથે આપણને સીધી લેવા દેવા છે. કારણકે તે દુનિયાનું મોટામાં મોટું બજાર છે. આપણે, તે દેશમાં વેપારીઓ તરીકે ગયા હતા. અને અત્યારના મહાપુરુષો ગમે તેટલા સુંદર શબ્દો વાપરે તોપણ હાલમાં પણ આપણે ત્યાં તેટલા માટે જ રાજ્ય કરીએ છીએ. તે વસ્તુ નીચેના વાકયમાં મૂકી શકાય "અમે તમને રક્ષણ આપીએ છીએ અને તમે અમારો માલ ખરીદો છો." જો આપણે હિંદુસ્તાન છોડી દઇએ તો હિંદીઓને વેઠવું પડે એટલું જ નહિ પરંતુ લેંકેશાયરના એક કરોડ વીસ લાખ માણસો ભૂખે મરતા થઇ જાય, તથા આપણા બધા ઉદ્યોગોને ધોકો પહોંચે. ગમે તેમ કહો પણ આપણે જીવવું છે, અને એ પણ નક્કી કે વેપાર અને ઉદ્યોગ વિના, આ નાનકડા ટાપુની પેદાશ ઉપર આપણે જીવી શકીએ તેમ નથી.

આના ઉપરથી સમજાઇ જશે કે વિલાયતી કાપડની દુકાનો ઉપર પહેરો ભરવો એ અંગ્રેજોને મન મોટો અપરાધ કેમ છે. તેમજ તેને માટે પંડિત જવાહીરલાલ તેમજ બીજાઓને આટલી ભારે સજાઓ કેમ કરવામાં આવી હતી.

સુધારાઓ આપીને બક્ષેલા નવા હકો તો હજુ આભમાં છે. પણ આ ચળવળ દાબી દેવા માટે થતો જુલમ

સામે જ છે. જેમ જેમ રેંટિયાનો અને કાંતવા—વણવાનો વધારે ને વધારે પ્રચાર થતો જશે, તથા આ દેશમાં આવતા માંચેસ્ટરના માલમાં ઘટાડો થતો જશે તેમ તેમ તેવા જુલમ માટે આપણે વધારે ને વધારે તૈયાર થવું પડશે.

અંગ્રેજો હિંદુસ્તાન તરફ કયી નજરે જુએ છે ? તે તેમને માટે રોટલો પેદા કરવાનું ઠેકાણું છે, તેમના વિલાયતી માલ માટે મોટું બજાર છે અને તેમના રાજમુગટનો "સૌથી વધારે તેજસ્વી હીરો" છે. ગ્રેહામ વૉલેસ ૧૯૨૧ માં પ્રસિદ્ધ થયેલા પોતાના પુસ્તકમાં[1] લખે છે:–

> મીડલ્સબરોનો લોખંડ ગાળનારો, હિંદુસ્તાનને, "અંગ્રેજ સરકારના રાજમુગટનો સૌથી તેજસ્વી હીરો" માનવાને બદલે, દર અઠવાડિયે અન્ન, કપડાં અને ઘરની બાબતમાં પોતાના કરતાં ભારે મુશ્કેલીમાં રીબાતાં, અને કોઈ કોઈ વાર, પરંતુ તેના પોતાના કરતાં બહુ ઓછી વાર–રાજકીય અને સામાજીક સ્વતંત્રતાની અગમ્ય આશાનો ઉછાળો અનુભવતાં ૩૩ કરોડ મનુષ્ય પ્રાણીઓ માને, અને તેમનું નસીબ ઘડવાની જવાબદારીમાં તેનો પણ ભાગ છે એમ જાણે, તો જરૂર તે હિંદુસ્તાનમાં માયાળુ અને ડહાપણ ભરેલી રાજનીતિ સ્વીકારવાની તરફેણમાં પોતાનો હાથ ઊંચો કરે.

પણ ઈંગ્લેન્ડના મતદારો કે જેઓ હિંદુસ્તાનને, પોતાનાં સગા વહાલાંઓને ફોલી ખાવાનું સાધન માને છે, તેઓ હિંદુસ્તાનના લોકોના હિતને લગતી તેમની મનોવૃત્તિ સહેલાઇથી બદલશે કે બદલી શકશે ?

---

[1] 'અવર સોશિયલ હેરીટેજ'

## પ્રકરણ ૧૧.

### શું કરવું જોઈએ ?

હિંદુસ્તાનના ઉદ્યોગોને ઉત્તેજન આપવા આપણે સ્વદેશી અને બહિષ્કારને અમલમાં મૂકવાં જોઇએ.

સ્વદેશી અને બહિષ્કાર એ બંને એક જ વસ્તુના બે પાસા છે.

તે બેમાંનું એક, બીજાની મદદ વિના નભી શકે નહિ, કે ધપી શકે નહિ. ઇતિહાસમાં એક પણ દાખલો એવો નથી કે જ્યાં બેમાંથી એક, બીજાની મદદ વિના ચાલી શક્યું હોય. જ્યારે જ્યારે કોઈ પણ સ્વતંત્ર પ્રજાએ પોતાના ઉદ્યોગોને પોષણ આપી વિકસાવવાનો પ્રયત્ન કર્યો છે, એટલે કે "સ્વદેશી"ને અમલમાં મૂક્યું છે, ત્યારે સાથે સાથે તેને પરદેશી માલનો 'બહિષ્કાર' પણ અમલમાં મૂકયા વિના ચાલ્યું નથી. 'બહિષ્કાર' શબ્દ તો ૩૦ વર્ષ જેટલો પણ જૂનો નથી. પરંતુ તેની પાછળ રહેલી ભાવના, પૃથ્વી ઉપર મનુષ્ય આવ્યાં ત્યારની છે. ઈંગ્લેન્ડ કે જે અત્યારે અનિયંત્રિત વેપારની બાબતમાં સૌથી આગળ આવે છે, તેને પણ જ્યારે પોતાના ઉદ્યોગો ઉભા કરવા હતા ત્યારે પરદેશી માલના બહિષ્કારનું સાધન વાપર્યા વિના ચાલ્યું ન હતું.

આઇરીશ ઇતિહાસકાર લેકી લખે છે:—

> ઇંગ્લેન્ડમાં એક પણ ઉદ્યોગ એવો નથી ચાલ્યો જેને પરદેશી માલ સામે રક્ષણ તેમજ રાજ્ય તરફથી મદદ આપવામાં ન આવ્યાં હોય....તે કારખાનાવાળાઓનો સ્વાર્થ

સાચવવામાં અમેરિકા ખોયું, આયર્લૅન્ડના ઉદ્યોગો પાયમાલ થઇ ગયા, અને હિંદુસ્તાનનો કાપડનો ઉદ્યોગ કચરાઇ ગયો.[1]

ઇંગ્લૅન્ડે આયર્લૅંડના માલનો બહિષ્કાર કર્યો હતો તે બધા જાણે છે. પણ સ્કૉટલૅંડ સાથે પણ તેણે તેમજ કર્યું હતું, તે બહુ જાણીતું નથી. લેકી લખે છે:—

---

૧ આ ફકરાનો બાકીનો ભાગ અંગ્રેજી ઇતિહાસનો એક રમુજી પ્રસંગ વર્ણવે છે. તેનો સાર નીચે આપી દઈએ છીએ; કારખાનાંવાળાઓ અને વેપારીઓને હંમેશાં, પરદેશી માલને દેશમાં આવતો અટકાવી દેશના માલનો બધો ઈજારો પોતાના હાથમાં લેવાની ટેવ પડી હતી. તે સ્વાર્થાંધતાથી તેમણે ઉપર જણાવેલાં પરિણામ આણ્યાં અને ઉપરાંતમાં પોતાના જ લોકો પાસેથી ઈજારાની મોટી કિંમતો ખાધા કરી. તેમનું દેખીને જમીનદારો તથા ખેડૂતો પણ, લોકોને જોઇતા ખોરાકનો ઇજારો મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ તે વખત દરમ્યાન ફ્રેંચો સાથે લડાઇ શરૂ થઈ. તે વખતે યુરોપના બધા દેશો ઇંગ્લૅન્ડની સામે થયા હતા. એટલે ઈંગ્લૅન્ડમાં અનાજની તંગી પડતાં, જમીનદારોએ અને બીજાઓએ ઘણું ખર્ચ કરી ખેડાણને માટે નાલાયક જમીનો પણ, નફો મેળવવા ખેડવા માંડી. પરંતુ કારખાનાંવાળાં શહેરો વધવાથી અનાજ પેદા કરનારા કરતાં, ખાનારાની સંખ્યા વધી ગઇ હતી. એટલે બહારથી આવતા અનાજ ઉપર જે જકાતો હતી તે દૂર કરવાની જરૂર ઉભી થઇ.

હવે કારખાનાંવાળાઓને મજૂરોની બહુ જ જરૂર—પરંતુ અનાજ બીલકુલ મોંઘુ થઈ જાય તો તેમને પણ મોંઘી મજુરી આપ્યા વિના મજૂરો મળવા મુશ્કેલ થાય. એટલે તેમણે અનાજ ઉપરની જકાતો દૂર કરાવવા ઉભી થયેલી ચળવળને અપનાવી લીધી. તેમજ બહોળે હાથે ખર્ચ કરીને પણ એવી ખૂબીથી ચલાવી કે અત્યારે પણ કોઇ ભાષણ કરનારો, આ પરગજુ—દયાળુ અને પારકાના સુખ માટે આટલું બધું કરી છૂટનારા કારખાનાંવાળાઓની વાત કરે છે, ત્યારે લોકો તાળિયો પાડી ઉઠે છે, અને પેલા અનાજનો ઈજારો ટકાવી રાખવા માગનારા જમીનદારો ઉપર ધૂત્કાર વરસાવે છે.

સ્કોટલેન્ડ ચારે બાજુ ગરીબાઇ તથા કંગાલિયતથી પીડાયલું હોવા છતાં, તેના પડોશી ઇંગ્લેન્ડની ઇર્ષ્યામાંથી બચી શક્યું નહિ. તે એક જ સામ્રાજ્યનો ભાગ હોવા છતાં તેને બીજાં અંગ્રેજ સંસ્થાનો સાથે વેપાર કરવાની છૂટ આપવામાં આવી નહતી, તેમજ ત્યાંથી માલ આવે તે પણ ઇંગ્લેન્ડ ઉતાર્યા વિના બારોબાર સ્કોટલેન્ડમાં લઇ જવાતો નહિ. ઇંલેન્ડમાં પ્રથમ તેના ઉપર જકાત ચઢતી. ત્યારબાદ પણ તેને સ્કોટલેન્ડના વહાણમાં લઇ જઈ શકાતો નહિ. ઈંગ્લેન્ડ સાથેના જ વેપારમાં જ તેને મોટી મુશ્કેલીઓ નાખવામાં આવી હતી.

પરંતુ સ્કોટલેંડના લોકો હિંદી કે આઈરીશલોકોની પેઠે દબાઈ જાય તેવા નહતા. લેકી લખે છે:—

સ્કોટલેન્ડ એક જ સામ્રાજ્યનો ભાગ હતું તેમજ અંગ્રેજ યુદ્ધોનાં ખર્ચ અને જોખમનો બોજો પણ તેને માથે નાખવામાં આવતો હતો છતાં તેને સંસ્થાનો સાથે વેપાર કરવાની છૂટ આપવામાં આવી નહતી. તેથી ત્યાંના લોકોએ પોતાનું હિત અને સ્વમાન પોતાના જ હાથમાં લેવાનો નિશ્ચય કર્યો. તેમણે કાયદો પસાર કર્યો કે હાલની રાણી મરી જાય એટલે પછી સ્કોટલેન્ડનો જે નવો રાજા થાય તેને પાર્લામેન્ટની મંજુરી વિના લડાઇ જાહેર કરવાનો હક ન રહે. તેમનું બીજું ચમકાવે તેવું પગલું, 'બીલ ઓફ સીક્યોરીટી' હતું. તે અનુસાર, રાણી જો પ્રજા વિના મરી જાય તો પ્રજાના બધા પ્રતિનિધિઓ ભેગા થઇને તેની પાછળ પ્રોટેસ્ટંટ રાજા નીમે. પરંતુ તે એવો ન હોવો જોઇએ કે જે ઇંગ્લેન્ડનો પણ રાજા થઈ શકે. તે ઇંગ્લેન્ડનો રાજા થાય ત્યાર પહેલાં તેણે સ્કોટલેન્ડની રાજગાદી અને રાજ્યનો મોભો, પાર્લામેંટોની સ્વતંત્ર સત્તા અને વારંવાર ભરાવાની છૂટ, ધર્મ, સ્વાતંત્ર્ય

**અને વેપાર, અંગ્રેજો કે બીજા કોઈના હાથથી સુરક્ષિત રહે તેવી** શરત કરી આપેલી હોવી જોઇએ.

આ બહુ સખત પગલાં હતાં. તેમણે બતાવી આપ્યું કે સ્કોચ પ્રજા સાથે હવે વધારે વાર રમત નહિ રમી શકાય. સ્કોટલેન્ડથી ઈંગ્લેન્ડને વેપાર ખુલ્લો મૂકવાની ફરજ પાડી શકાય તેમ નહતું. પરંતુ તે પોતે સ્વતંત્ર રાજ્ય બની ફ્રાન્સની મદદથી ટકી રહી શકે તેવું જરૂર હતું......એક નજરે જોનાર લખે છે, " આખી પ્રજા સળગી ઊઠી છે અને ઇંગ્લેન્ડથી સ્વતંત્ર થવાની લગની દરેક વર્ગના લોકોને લાગી રહી છે."

ખુશામતનું સૌથી પ્રમાણિક સ્વરૂપ 'અનુકરણ' છે. હિંદુસ્તાનના જે લોકોને ઇંગ્લેન્ડનું બધું સારું લાગતું હોય તેમણે ઈંગ્લેન્ડે જ પોતાની આર્થિક સ્થિતિ સુધારવા અને વધારવા જેટલાં રાજનૈતિક પગલાં લીધાં હતાં તેટલાં તો અવશ્ય પોતાના દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે લેવાં જોઇએ. વેપાર ખુલ્લો મૂકવાનો કાયદો કરનારી આમની સભામાં પણ રાજ્યના એક પ્રધાન અને સભ્ય વચ્ચે ૨૮ વર્ષ પહેલાં નીચેનું વાગ્યુદ્ધ થયું હતું

" **પરદેશી વસ્તુઓ;** આમની સભામાં ૧૮૯૬ના ઓગસ્ટની ૧૧મી તારીખે મી૦ મેક્કલ્યોરે ફર્સ્ટ કમિશ્નર ઓફ વકર્સને પૂછ્યું કે રીપોર્ટરોની ગેલેરીમાં તેમજ મકાનના બીજા ભાગમાં ખુરશીઓ છે તે પરદેશી છે કે નહિ, તેમજ ઈંગ્લેન્ડના માલ કરતાં પરદેશી માલને શા માટે ઉત્તેજન આપવામાં આવે છે.

મી. એકર્સ ડગલાસ : આખા મકાનમાં જો કોઈ પરદેશી સામાન હોય તો તે પ્રેસગેલેરીમાં કેટલીક ખુરશીઓ કે જે બહુ વર્ષ પહેલાં આણેલી પડી છે તે છે. એટલા અપવાદ વિના બાકીનો બધો સામાન અંગ્રેજી બનાવટનો છે.

ઇંગ્લેન્ડે પોતાનો સુતરાઉ કાપડનો ઉદ્યોગ હિંદુસ્તાનને ભોગે ઊભો કર્યો છે. તે દેશની સંપત્તિમાં અતુલિત વધારો કરી આપનાર કોઇ ઉદ્યોગ હોય તો તે સુતરાઉ કાપડનો જ છે. જોન ડીકીન્સને પોતાના પુસ્તકમાં લખ્યું[1] છે—

> આપણા કાપડના ઉદ્યોગમાં આપણી વસ્તીનો આઠમો ભાગ રોકાયો છે, તેમજ દેશની આખી મહેસુલનો ચોથો ભાગ એટલે કે ૧૨૦,૦૦૦,૦૦ પાઉંડ તેમાંથી આવે છે.

ઇંગ્લેન્ડ, જેટલું પોતાના કાપડના ઉદ્યોગથી આબાદ અને સમૃદ્ધ બન્યું છે તેટલું તેના લોખંડના ઉદ્યોગથી નથી બન્યું.

પ્રો૦ હોરેસ હેમેન વીલ્સન, બ્રહ્મોસમાજના પ્રખ્યાત અગ્રેસર અને ભાષણ કર્તા કેશવચંદ્રસેનના દાદા, દિવાન રામકોમલસેનનો પ્રિય મિત્ર હતો. ઇંગ્લેન્ડમાં થયેલા રાજા રામમોહનરાયના અવસાન વિષે દિવાન રામકોમલ સેન ઉપર લખેલા કાગળમાં તેણે જણાવ્યું છે, "અંગ્રેજ બચ્ચો જીંદગી ગુમાવશે પણ પૈસો નહિ છોડે." પૈસાના આ લોભે ઇંગ્લેન્ડને હિંદુસ્તાન સાથેના વ્યવહારમાં આટલું અવિચારી બનાવ્યું છે.

અંગ્રેજ લોકો કે જેમના હાથમાં હિંદુસ્તાનનું રાજ્યતંત્ર આવ્યું છે, તેઓ હિંદુસ્તાનની સ્થિતિ વિષે બીલકુલ બેદરકારજ હોય છે, એટલે સુધી કે મેકોલેને પોતાનો ક્લાઇવ ઉપરનો પ્રખ્યાત નિબંધ, નીચે જણાવેલી ફરિયાદ રજુ કરીને શરૂ કરવો પડ્યો હતોઃ—

---

૧ ધી ગવર્નમેંટ ઓફ ઇંડિયા અન્ડર એ બ્યુરોક્રસી. તે પુસ્તક ઈંડિયા રીફોર્મ ટ્રેક્ટ નં૦ ૬ તરીકે ૧૮૫૩માં પ્રસિદ્ધ થયું હતું.

> સ્પેન દેશે અમેરિકામાં પોતાનું સામ્રાજ્ય જમાવ્યું તેનો ઇતિહાસ, યુરોપની બધી પ્રજાઓ સારી રીતે જાણે છે. પણ આપણા દેશના લોકોએ હિંદુસ્તાનમાં જે બહાદુરી બતાવી છે તેના ઉપર આપણા લોકોએ પણ ખ્યાલ દીધો નથી. નિશાળે જતો દરેક છોકરો જાણે છે કે મોન્ટેઝુમાને કોણે કેદ કર્યો હતો અથવા એટાહુઆલ્પાને કોણે ફાંસી દીધી હતી. પણ આપણા ભણેલા ગણેલા વિદ્વાન અંગ્રેજ સદ્ગૃહસ્થોમાં ૧૦માં થી એક પણ, બકસરના યુદ્ધમાં જય મેળવનારનું કે પટનામાં કતલ ચલાવનારનું નામ નહિ જાણતો હોય. તેમજ શુજા દૌલા અયોધ્યામાં કે ત્રાવણકોરમાં રાજ્ય કરતો હતો, અથવા હોલ્કર હિંદુ હતો કે મુસલમાન તેની ખબર પણ તેને નહિ હોય.

મેકોલેના વખતથી અત્યાર સુધી તે બાબતમાં જરાય સુધારો નથી થયો. અંગ્રેજો, હિંદુસ્તાન કે તેના હિતની વાત તરફ તદ્દન બેદરકાર રહે છે. તેમને હિંદુસ્તાન તરફની તેમની ફરજ કે જવાબદારીનું ભાન કરાવવું હોય તો તેમનાં ખીસ્સાં ઉપર કાપ મૂકવો જોઇએ. એટલા જ માટે બહિષ્કારની ચળવળ ઉપાડવામાં આવી હતી. તે કેટલી સફળ નીવડી હતી તે, લેંકેશાયરની ૫૦૦ મીલો બંધ પડી તેના ઉપરથી જણાશે. જો કે હજુ પણ અંગ્રેજોએ હિંદુસ્તાન ઉપર ધ્યાન આપવા માંડયું છે, કે તેને કરવામાં આવતા અન્યાય કે તેનાં દુ:ખનાં કારણ દૂર કરવા માંડયાં છે તેવું નથી જ.

જ્યાં જ્યાં પ્રજામાં સ્વતંત્રતાની ભાવના ઉછળી છે ત્યાં ત્યાં તેનું પ્રથમ પગલું બહિષ્કાર અને સ્વદેશીનું જ હોય છે. તમે અમેરિકાનો દાખલો લો. ત્યાંના લોકોને પણ

રાજ્યક્રાંતિ કરતી વખતે તેમજ પછીથી પ્રજા તરીકે પોતાનું સંગઠન કરવામાં 'બહિષ્કાર'ને જ અમલમાં મૂકવો પડ્યો હતો.

તે વાત એટલી બધી પ્રસિદ્ધ છે, તેમજ એટલી બધી વાર કહી બતાવવામાં આવે છે કે તેને અહીં ફરી કહેવાની જરૂર નથી.[1] ફક્ત લેકીના પુસ્તકમાંથી એક જ ઉતારો બસ થશે:—

> મુખ્ય શહેરોના વેપારીઓએ ભેગા થઇ ઠરાવ કર્યો કે ઈંગ્લેન્ડથી હવે નવો માલ મંગાવવો નહિ, આપેલા ઓર્ડરો રદ કરવા અને સ્ટેમ્પ એકટ દૂર ન થાય ત્યાં સુધી, બાકી રહેલા પૈસા પણ ચૂકવવા નહિ. ઈંગ્લેન્ડ ઉપર આધાર રાખવાનું નીકળી જાય તે માટે દેશમાં ઉદ્યોગો ઉભા કરવા તનતોડ પ્રયત્નો થવા લાગ્યા. શહેરના પૈસાદારમાં પૈસાદાર લોકો, જૂનાં કે હાથે કાંતેલાં કપડાં પહેરીને ઇંગ્લેન્ડનાં નવાં કપડાં ન પહેરવાનો દાખલો બેસાડવા લાગ્યા, તેમજ કાપડ માટે ઊનની તંગાશ ન પડે તે માટે બધાએ ઘેટાંનું માંસ ન ખાવાનો નિશ્ચય કર્યો.[2]

ઈટાલીમાં પણ તેજ વાત બની હતી. ઈટાલી સંગઠિત નહતું. ૫૦ વર્ષ પહેલાં, હાલ જે અર્થમાં આપણે બોલીયે છીએ તે અર્થમાં ઇટાલીયન 'પ્રજા' જેવું કાંઇજ નહતું. પણ જે દિવસથી તેનામાં પ્રજાકીય ભાવના ઉછળી ઉઠી તે દિવસથી પરદેશીઓની જૂંસરી હેઠળ કચરાએલા તેના લોકોએ, ઓસ્ટ્રિયાની તીજોરીમાં જતા પૈસા અટકાવવા

---

૧ જુઓ મોડર્ન રીવ્યુ–૧૯૦૭ જુન પાન ૫૩૪

૨ લેકીનો ઈંગ્લેન્ડનો ઈતિહાસ પુ. ૪ પા. ૮૩.

ઓસ્ટ્રિયન સીગારેટો અને લૉટરીની ટિકીટો ખરીદવાની મનાઇ કરી.

ડૉ. હેન્રીફ્રીડજંગે ઇટાલી અને જર્મનીના સંગઠન ઉપર લખતાં ઠીક જણાવ્યું છે કે:—

> આપણે ધ્યાનથી જોવું જોઇએ કે જર્મની તેમજ ઈટાલીમાં સંગઠનની હીલચાલને ટેકો આપનારા માત્ર શિક્ષિત વર્ગના લોકો હતા; પરંતુ પરદેશ સાથેનો વેપાર વધવાથી તેમ જ રસ્તાઓ અને રેલ્વેઓનાં બાંધકામોથી તેમની ચળવળને, ઘણી મદદ મળી, કારણ કે તેને લીધે પ્રજાના જુદા જુદા વર્ગો એકત્રિત થયા. સાક્ષરો તેમજ લેખકોને કારખાનાવાળા આવી મળ્યા–તેમણે પોતાના નાના દેશની બહાર મોકલવાનો માલ તૈયાર કરવા માંડયો; અને જકાતોથી કચરાયેલા વેપારીઓએ પણ તેમને સાથ આપ્યો.

હિંદુસ્તાનના કારખાનાંવાળાઓનો દેશ નાનો નથી. એટલે હજુ તેમને પરદેશ મોકલવા માટે માલ બનાવવાની જરૂર નથી.

સ્વદેશીની ભાવનાએ જ જર્મની અને ઈટાલીને પ્રજાકીય એકતા આપી. હિંદુસ્તાનમાં પણ તે જ ભાવના ઉછળવા લાગી છે. તેનાં કારણો, જેઓ આ સમયને બરાબર ઓળખી શકયા છે તેમને સારી રીતે માલમ છે. બહિષ્કારની ચળવળ—કે જે સ્વદેશીની ચળવળનું જ બીજું અંગ છે, તેણે અમેરિકા અને ઇટાલી માટે .જે કરી આપ્યું તે હિંદુસ્તાનની સ્વાતંત્ર્યની લડત માટે પણ કરી આપશે. સ્વદેશીની ચળવળમાં કેટલી શક્તિ રહેલી છે તે અત્યારથી

નક્કી કરી શકાવાનું નથી. "પ્રજાકીય જીવન અને પ્રજાકીય ચારિત્ર્ય" નો લેખક[1] કહે છેઃ—

અત્યારે પછાત રહેલી પ્રજાઓ ભવિષ્યમાં લશ્કરી બળ વડે નહિ પરંતુ ઉદ્યોગોના વિકાસ વડે આગળ આવવાની છે.

દરેક સ્વદેશાભિમાની હિંદીના હૃદયમાંથી એક જ પ્રાર્થના નીકળો કે, "સ્વદેશીનો વિજય થાઓ; હિંદુસ્તાન પોતાનાં બાળકોની કળા અને કારીગરીથી ફરી સમૃદ્ધ બનો, અને પોતાની પહેલાંની નામના પાછી મેળવો." ભૌતિક તેમજ આધ્યાત્મિક ક્ષેત્રમાં પોતે કરેલી પ્રગતિથી આખી દુનિયાના લોકોને આશ્ચર્યચકિત કરનાર, ઋષિમુનિઓના આ પવિત્ર દેશમાં, સ્વદેશી અને બહિષ્કારનાં મૂળ એટલાં ઊંડાં ઉતરો કે ફરી તેમને કોઇ ઉખેડી ન શકે.

હે સમસ્ત પ્રજાઓના અધિનાયક! જ્યાં સુધી હિંદુસ્તાન પોતાની લડતમાં સફળતા ન મેળવે અને સ્વતંત્ર ન બને ત્યાં સુધી, તું તેના લોકોને સ્વદેશી અને બહિષ્કારની ચળવળ જુસ્સાથી ચલાવ્યા કરવાની શક્તિ આપ.

શણની ખેતી ઓછી થઇ જવી જોઈએ અથવા બંધ કરવી જોઇએ. રૂની ખેતીને ઉત્તેજન મળવું જોઈએ તેમજ તેને પરદેશ જતું બને તેટલું અટકાવવું જોઈએ.

દરેક ઘરમાં રેંટિયો દાખલ થવો જોઇએ અને દરેક જણે ખાદી પહેરવી જોઈએ.

આની અંદર હિંદુસ્તાનની મુક્તિ રહેલી છે.

---

૧ પીયર્સનઃ પા. ૯૯.

# અમારાં પ્રકાશનોનો તથા બીજાં પુસ્તકોનો વધુ પરિચય

## આધ્યાત્મિક વિકાસક્રમ અથવા ગુણસ્થાન

### લે. પં. સુખલાલજી.

(ગુજરાત પુરાતત્ત્વ મંદિર) ૦|=

ગુણસ્થાનોનું સ્વરૂપ સમજવા માટે આ પુસ્તક પહેલું છે. ગુણસ્થાનક્રમારોહમાં ગુણસ્થાનનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. પણ તે માત્ર જૈન દૃષ્ટિએ અને જૂની પદ્ધતિએ જ. ત્યારે આ પુસ્તક જૈનદર્શન, બૌદ્ધદર્શન અને બ્રાહ્મણદર્શન એ ત્રણેને સાથે રાખીને ગુણસ્થાનો વિષે તુલનાત્મક દૃષ્ટિએ સપ્રમાણ લખવામાં આવ્યું છે. જૂની પદ્ધતિએ લખાયેલ પુસ્તકમાં કેટલીક વાર જિજ્ઞાસુઓને થતી શંકાઓ શમવાનો સંભવ બહુ ઓછો હોય છે અને તેને સમજાવનારા જૂની પદ્ધતિએ વિવેચન કરનારા હોવાથી તેઓ પણ નવીન જિજ્ઞાસુઓને સમજાવી શકતા નથી. ત્યારે આ પુસ્તકમાં ગુણસ્થાનનું સ્વરૂપ પ્રત્યેક ગુણસ્થાનના નામની સાર્થકતા, ક્રમની સફળતા એ બધું કહેવા ઉપરાંત તે સંબંધે બીજા બીજા દર્શનોનું મંતવ્ય વગેરે બતાવવામાં આવ્યું છે. ખરી ખૂબી તો એ છે કે ગુણસ્થાનના ક્રમને મનુષ્ય પોતાના જીવનમાં ગોઠવી વિકાસ કરી શકે છે એ વ્યવહારૂ વાત ખૂબ સચોટ રીતે સહેલી ભાષામાં મૂકવામાં આવી છે. સાધુ સાધ્વી અને શ્રાવક શ્રાવિકા તેમજ કર્મગ્રંથના અભ્યાસીયોને ખાસ ઉપયોગી છે. તેમ જ સમન્વયના દરેક અભ્યાસીને ખાસ ઉપયોગી છે.

## જૈનદર્શન—લે. પં. બેચરદાસ જીવરાજ દોશી રૂ. ૨

જૈનદર્શનનો પરિચય કરાવનાર આ એક અતિ ઉત્તમ પુસ્તક છે. આ૦ હરિભદ્રસૂરિના ષડ્દર્શનસમુચ્ચયમાંથી છુટું પાડી વિસ્તૃત વિવેચન સાથે લખવામાં આવ્યું છે. પ્રસ્તાવનામાં શ્રીહરિભદ્રસૂરિના સંબંધમાં શ્રીમાન સાગરાનંદ-સૂરિએ ઉઠાવેલી શંકાનો ઉહાપોહ કરવામાં આવ્યો છે. જૈનદર્શનના અભ્યાસી દરેક માણસે આ પુસ્તકનો ખાસ સંગ્રહ કરવો જોઈએ નકલો થોડી જ બાકી છે.

**નવકારમંત્ર યાને પંચપરમેષ્ઠિનું રહસ્ય.પં૦સુખલાલજી**

પ્રતિક્રમણ જેવી આવશ્યક ક્રિયાનું સુંદર અને વિશિષ્ટ રીતે અત્યંત ગવેષણા પૂર્વક સમજાવેલું સ્વરૂપ. ૦।=

અનેકાંતવાદની મર્યાદા (એક નિબંધ) લેખક ઉપર્યુક્ત. ૦)=

આધુનિક જૈનોનું કલાવિહીન ધાર્મિકજીવન. લે.પરમાનંદ કાપડીયા. (ભેટ)

**તત્ત્વાર્થસૂત્ર**—વિવેચક પં.**સુખલાલજી** ખાદીનું પુંઠું **રા ૩.**

વિવેચક પં૦ સુખલાલજીએ આ વિવેચનમાં મૂળ સૂત્રો સાથે તેનો શબ્દાર્થ અને વિગતથી ભાવાર્થ આપેલો છે. સાથે સાથે મહત્ત્વનો દિગંબરીય પાઠભેદ અને અર્થભેદ પણ સૂચવવામાં આવ્યો છે.

જૈનધર્મના સમગ્ર આચાર અને વિચારનું અધ્યયન કરનારા માટે આ એક જ પુસ્તક પુરતું છે.

**ન્યાયાવતાર**—સિદ્ધસેન દિવાકરપ્રણીત જૈનન્યાયનો એ સર્વાદિમ ગ્રંથ જૈનસાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. એ ગ્રંથ પ્રમાણમાં જો કે બહુ જ નાનો છે પણ મહત્ત્વમાં સૌથી મોટો છે. જૈન ન્યાયશાસ્ત્રનો મૂળ પાયો એ જ ગ્રંથ ઉપર રચાયો છે. વિવેચક પં૦ સુખલાલજીએ ગૂજરાતી ભાષામાં વિશદ અને સરલ વિવેચન લખ્યું છે. કિં.ચાર આના.

**પ્રાકૃત વ્યાકરણ**—પં. બેચરદાસ જી. દોશી. જેની અંદર આચાર્ય હેમચંદ્રનાં સૂત્રોને આધારે છ ભાષાઓ અને પાલિભાષાનું ગૂજરાતી ભાષામાં દેવનાગરી ટાઇપમાં વિસ્તૃત વ્યાકરણ છે લાંબો પ્રવેશક પણ લખવામાં આવ્યો છે. છતાં કિં. રૂપિયા ૪

**ભગવતી સૂત્ર**—ગૂજરાતી અનુવાદ. અનુવાદકો પં૦ બેચરદાસ જીવરાજ દોશી અને પં૦ ભગવાન હરખચંદ દોશી. ભાગ ૧—૨ કિંમત નવ, નવ ત્રીજા ભાગની દશ. પહેલા બે ભાગમાં ટીકાનો પણ અનુવાદ, કોષ વિસ્તૃત ઐતિહાસિક ટિપ્પણો નોંધવામાં આવ્યાં છે.

| | | | |
|---|---|---|---|
| બુદ્ધલીલાસારસંગ્રહ (ગૂજરાતી) | અધ્યાપક | ધર્માનંદ કોસંબી | ૨॥ |
| બૌદ્ધસંઘનો પરિચય | ,, | ,, | ૨ |
| સમાધિમાર્ગ | ,, | ,, | ૦॥ |
| ધમ્મપદ—પાલિ અને ગૂજરાતી | | ,, | ૧ |

**આર્યવિદ્યા વ્યાખ્યાનમાલા**—જેની અંદર ગૂજરાતના અગ્રગણ્ય વિદ્વાનોનાં વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. ૨

**બુદ્ધ અને મહાવીર**–મૂળ લેખક પ્રો૦ **લોયમાન**

( અનુવાદક **નરસિંહભાઇ પટેલ** )

આ બે શ્રમણધર્મ સંસ્થાપકોની આવી વિશિષ્ટ તુલના બતાવનારૂં પુસ્તક ભારતની એક પણ ભાષામાં હજી સુધી કયાંય પ્રગટ થયું નથી. કિંમત આઠ આના.

## સૌરાષ્ટ્ર શું કહે છે ?

**વીરાંગના અને બીજી વાતો** લેખકઃ ધૂમકેતુ પ્રકાશકઃ ગોવિંદ જગશી માદલપુર અમદાવાદ કિંમત બે આના પોસ્ટેજ અડધો આનો.

શ્રી ધૂમકેતુએ '**ગોવિંદનું ખેતર અને બીજી વાતો**' પ્રગટ કરીને ગૂજરાતની સામાન્ય પ્રજાને સસ્તી કિંમતે સંસ્કારપ્રેરક સાહિત્ય પુરૂં પાડવાની એક સરસ યોજના ઉપાડી છે. એ યોજનાના બીજા પ્રકાશન તરીકે આ 'વીરાંગના અને બીજી વાતો' પ્રગટ થાય છે અને પુસ્તકને અંતે જણાવવામાં આવ્યું છે કે આ સસ્તી આવૃત્તિ માટે બીજાં સામાન્ય જ્ઞાન વિષયનાં પુસ્તકો તૈયાર થાય છે. આ પુસ્તકના ક્રાઉન સાઇઝનાં ૪૮ પાનામાં ચાર વાતો આપવામાં આવી છે. ધૂમકેતુની પ્રત્યેક વાર્તામાં વાંચનારના મનમાં અમુક ચોક્કસ સંસ્કાર પ્રેરવાનો ઉદ્દેશ ગૂઢ રીતે રહેલો જ હોય છે; અને આ પુસ્તકની ચારે વાતોમાં એ દેખાય છે એટલે તેમની વાર્તાઓનું વાંચન ખૂબ વ્યાપક થવું જોઇએ. અને આ સસ્તી આવૃત્તિની યોજનાથી એ અર્થ બરાબર સરશે. ધૂમકેતુ તેમની કલમ અને કલા નૂતન જીવનનાં ચિત્રો દોરવામાં અને સંસ્કારો પ્રેરવામાં વાપરે. ભૂતને બદલે ભવિષ્યનું દર્શન કરાવે તો તેમની આ યોજના નવા ઘડતરમાં અજબ બળ પૂરનારી બન્ને. આ પુસ્તકનાં રૂપ રંગ પહેલાંના જેવાં જ છે.
તા. ૧૨-૧૦-૨૯.

**ગોવિંદનું ખેતર અને બીજી વાતો** (ધૂમકેતુ) બે આના પોસ્ટેજ બે પૈસા.

# ક્રાંતિકારી સાહિત્ય

## સવિનય ભંગની લડતને ટાંકણે અત્યંત ઉપયોગી સાહિત્ય.

મીઠાવેરો અને હિન્દની પાયમાલીની કરુણ કથા ભા૦ ૧, ૨ (મહાત્માજી, મહાદેવભાઇ વગેરેના લેખોનો સંગ્રહ) ०)≡

| | |
|---|---|
| પંજાબનું પ્રચંડ કાવતરું | ૧ાા |
| બંગાળાનો બળવો | ૧ાા |
| વીરની હાકલ (સરદાર વલ્લભભાઇનાં ભાષણોનો સંગ્રહ) | ०ાાા |
| નિહિલિસ્ટોના પંજામાં | ०ાાા |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ (નરસિંહભાઇ પટેલ) | ०)≡ |
| દેવી ચૌધરાણી | ૧ાા |
| બોમ્બયુગનું બંગાળા બે ભાગ | ૨ાા |
| બારડોલીનો ઇતિહાસ (મહાદેવભાઇ) | ०ાાા |
| **હિન્દસ્વરાજ** (આજની સત્યાગ્રહની લડતને ટાંકણે અત્યંત ઉપયોગી મહાત્મા ગાંધીજીના હસ્તાક્ષરવાળું, ખાદીનું પુંઠું) | ૨ાા |
| હાય આસામ (ગાંડિવ) | ૧ |
| કાકાના લેખો બે ભાગ (આજની લડતને ટાંકણે ખાસ ઉપયોગી | ૩ાાા |
| આટલું તો જાણજો (નરહરી પરીખ) | ०ા≡ |
| અમર મહાજનો જીવનચરિત્રો (મેઘાણી) | ०ાાા |
| નરવીર લાલાજી „ „ | ०ાા≡ |
| સત્યવીર શ્રદ્ધાનંદ „ „ | ०ાા |
| ઝંડાધારી (દયાનંદ) „ „ | ०ાા≡ |
| ક્રાંતિ (રશિયન સાહિત્ય) | ०ા≡ |
| ૧૮૫૭ ના બળવાની બીજી બાજુ | ०)≡ાા |
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ (જીવણલાલ દીવાન) | ०ા |
| શરત બાબુની ત્રણ વાર્તાઓ (મહાદેવભાઇ) | ०ાાા |
| વિરાજ વહુ „ | ०ાા≡ |
| વીર વલ્લભભાઇ „ | ०)≡ાા |

બીજાં કોઇ પણ પ્રાકૃત, સંસ્કૃત, ગુજરાતી પુસ્તક માટે લખો. સંપૂર્ણ સૂચીપત્ર માગો. **એસ. જે. શાહ.**

માદલપુર—**અમદાવાદ.**

# ગૃહપુસ્તકાલયને શોભાવનાર પુસ્તકો.

| | |
|---|---|
| રાષ્ટ્રપતિ જવાહીરલાલ | ૦। |
| સૂતપુત્ર કર્ણ ( નાનાભાઇ ભટ્ટ ) | |
| પાંચાલી ,, | |
| હિંદુ ધર્મની આખ્યાયિકાઓ ( ,, ) | ૦॥ |
| ધર્માત્માઓનાં ચરિત્રો ( ગીજુભાઇ ) | ૦॥ |
| જાતક કથાઓ ( હરભાઇ ) | ૦॥ |
| દ્વિરેફની વાતો | ૧। |
| ખેડાની લડત | ૧॥ |
| કલકત્તાનો કારાયુગ | ૧। |
| તુટેલાં બંધનો (કવિવર ટાગોર) | ૦॥ |
| નૈવેદ્ય ,, | ૦॥ |
| સમર્પણની કથાઓ ,, | ૦)≡ |
| જંજીરને ઝણકારે ( ચાંપશી વિ૦ ઉદેશી ) | ૧। |
| ચંપારણ્યમાં ગાંધીજી | ૧॥ |
| ધર્મયુદ્ધનું રહસ્ય | ૦)= |
| રાષ્ટ્રગીત ( સં ઇંદુલાલ યાજ્ઞિક ) | ૦॥। |
| કારાવાસની કહાણી ( અરવિંદ ઘોષની ) | ૦॥। |
| ફારિયાની લડત | ૦)≡ |
| પ્રસ્થાનની ફાઇલો પુ. ૧-૨-૩-૪-૫-૬ દરેકના | ૨॥ |
| બુદ્ધ મહાવીર ( કિશોરીલાલભાઇ ) | ૦॥ |
| રામ અને કૃષ્ણ ,, | ૦॥= |
| કેળવણીના પાયા ,, | ૧ |
| ખાદી નિબંધ છગનલાલ જોશી | ૧ |
| ત્યારે કરીશું શું? બે ભાગ | ૧॥। |
| બુદ્ધિનું બજાર (હાસ્યનું પુસ્તક) | ૨ |
| ધરાસણાનો કાળો કેર | ૦)≡ |
| સત્યાનાશ ( રાજગોપાલાચાર્ય ) | ૦)-॥ |